रामोऽपि रात्रिशेषेण महदन्तरं जगाम। नदीमुत्तीर्य दक्षिणां दिशमभिमुखः प्रायात्। गोमतीं तीर्त्वा किञ्चिद् दूरं गत्वा दिव्यां गङ्गां ददर्श। शृंगवेरपुरमासाद्य रामः सूतमब्रवीत्। अयमत्र महानिंगुदीवृक्ष इहैवाद्य वसामहे।

વાંચકે આ પાઠનો અભ્યાસ સારી પેઠે કરવો. આ પાઠને વારંવાર વાંચવો અને સંધિયુક્ત વાક્યો વારંવાર વાંચીને સમજવાની કોશીષ કરવી. પ્રયત્ન કરવા છતાં પણ સમજણ ન પડે તો જાણવું કે અગાઉનાં પાઠો પાકા થયા નથી. ફરીથી પાછળનાં પાઠો તપાસવા.

## સંધિ કરેલાં વાક્યો.

( १ ) रात्रिशेषेण महदन्तरं जगाम रामः। महदन्तरं जगाम रात्रिशेषेण रामः। जगाम महदन्तरं रामो रात्रिशेषेण। रामो जगाम महदन्तरं रात्रिशेषेण।

( २ ) नदीमुत्तीर्य दक्षिणां दिशमभिमुखः प्रायात्। प्रायाद्दिशं दक्षिणामभिमुखः- उत्तीर्य नदीम्। उत्तीर्य नदीं प्रायाद्दक्षिणां दिशमभिमुखः। अभिमुखो दक्षिणां दिशं प्रायान्नदीमुत्तीर्य।

( ३ ) गोमतीं तीर्त्वा किंचिद्दूरं गत्वा दिव्यां गंगां ददर्श। ददर्श दिव्यां गंगां, तीर्त्वा गोमतीं, किंचिद्दूरं गत्वा।

—*+*—

# પાઠ ૯

" सर्व " શબ્દની નર જાતિનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

| | | |
|---|---|---|
| १ सर्वः | सर्वौ | सर्वे |
| २ सर्वम् | ,, | सर्वान् |
| ३ सर्वेण | सर्वाभ्याम् | सर्वैः |
| ४ सर्वस्मै, सर्वाय | ,, | सर्वेभ्य |
| ५ सर्वस्मात्, सर्वात् | ,, | ,, |
| ६ सर्वस्य | सर्वयोः | सर्वेषाम् |
| ७ सर्वस्मिन् | ,, | सर्वेषु |

१ सर्वे मनुष्याः कथं जीवन्ति? = સર્વે મનુષ્યો કેવી રીતે જીવે છે?

२ सर्वेषां पशूनां मध्ये कः श्रेष्ठः? = બધાં પશુઓમાં કયું શ્રેષ્ઠ છે?

३ सर्वेषु पुस्तकेषु का विद्या भवति? = બધાં પુસ્તકોમાં કયી વિદ્યા હોય છે?

હવે " सर्व " શબ્દનાં સ્ત્રીલિંગી રૂપ જુઓ—

| | | |
|---|---|---|
| १ सर्वा | सर्वे | सर्वाः |
| २ सर्वाम् | ,, | ,, |
| ३ सर्वया | सर्वाभ्याम् | सर्वाभिः |
| ४ सर्वस्यै | ,, | सर्वाभ्यः |
| ५ सर्वस्याः | ,, | ,, |
| ६ ,, | सर्वयो | सर्वासाम् |
| ७ सर्वस्याम् | ,, | सर्वासु |

१ सर्वासु दिक्षु वायुः वाति = સર્વ દિશાઓમાં વાયુ વહે છે.
२ सर्वाभिः स्त्रीभिः वस्त्राणि प्रक्षालितानि = બધી સ્ત્રીઓએ વસ્ત્ર ધોયાં.
३ सर्वासां नारीणां आभूषणानि कुत्र सन्ति ? = બધી સ્ત્રીઓનાં અલંકારો ક્યાં છે ?

હવે " सर्व " શબ્દનાં નાન્યતર જાતિનાં રૂપ જુઓ —

| | | |
|---|---|---|
| १ सर्वम् | सर्वे | सर्वाणि |
| २ " | " | " |

બાકીના રૂપો નરજાતિના રૂપો પ્રમાણે થાય છે.

१ सर्वाणि पुस्तकानि अत्र आनय = બધાં પુસ્તકો અહીં લાવ.
२ मह्यं सर्वाणि फलानि देहि = મારે માટે બધાં ફળ આપ.

હવે " यद् " ( જે ) આ શબ્દનાં નરજાતિનાં રૂપો જુઓ.

| | | |
|---|---|---|
| १ यः | यौ | ये |
| २ यम् | " | यान् |
| ३ येन | याभ्याम् | यैः |
| ४ यस्मै | " | येभ्यः |
| ५ यस्मात् | " | " |
| ६ यस्य | ययोः | येषाम् |
| ७ यस्मिन् | " | येषु |

१ यः पुरुषः तत्र अस्ति स एव तव भ्राता अस्ति = જે માણસ ત્યાં છે, તે તારો ભાઈ છે.

૨ येषां रत्नानां दर्शनं त्वया कृतं तानि एव एतानि सन्ति = જે રત્નોનું દર્શન તેં કર્યું હતુ તેજ આ રત્નો છે.

૩ यस्मात् कोशात् वस्त्रं उद्धृतं तस्मिन् एव पुन: तत् स्थापय = જે પેટીમાથી વસ્ત્રો લીધાં હતાં તેમાજ પાછાં તે મુક.

૪ येभ्य ब्राह्मणेभ्य त्वं द्रव्यं दातुं इच्छसि तेभ्य एव देहि = જે બ્રાહ્મણને તું ધન આપવા ઈચ્છે છે તેને જ આપ.

' यत् ( જે ) ' શબ્દનાં નારીજાતિમાં આ રૂપ થાય છે.

| | | |
|---|---|---|
| १ या | ये | याः |
| २ याम् | " | " |
| ३ यया | याभ्याम् | याभिः |
| ४ यस्यै | " | याभ्यः |
| ५ यस्याः | " | " |
| ६ " | ययोः | यासाम् |
| ७ यस्याम् | " | यासु |

१ यासां राजा वरुणः अस्ति ता एव एताः आपः = જેનો રાજા વરૂણ છે તેજ જળ આ છે.

२ यस्यै पुत्रिकायै दुग्धं दीयते सा एव एषा = જે છોકરીને માટે દૂધ આપવામાં આવે છે તે જ આ છે.

તે જ " यत् " શબ્દની નાન્યતર જાતિનાં રૂપ આ છે—

| | | |
|---|---|---|
| १ यत् | ये | यानि |
| २ यत् | ये | यानि |

( બાકીનાં રૂપો નરજાતિની જેમ છે. )

१ यानि पुस्तकानि त्वया न पठितानि तानि मया पठितानि = જે પુસ્તકો તેં વાંચ્યાં નથી તે મેં વાંચ્યાં છે.

२ यत् ज्ञानं त्वया संपादितं तत् मह्यं कथय જે જ્ઞાન તેં મેળવ્યું તે મને કહે.

## तकारान्तः पुल्लिंगो 'भवत्' शब्दः ।

| | | |
|---|---|---|
| १ भवान् | भवन्तौ | भवन्तः |
| सं० हे भवन् | ,, | ,, |
| २ भवन्तम् | ,, | भवतः |
| ३ भवता | भवद्भ्याम् | भवद्भिः |
| ४ भवते | ,, | भवद्भ्यः |
| ५ भवतः | ,, | ,, |
| ६ ,, | भवतोः | भवताम् |
| ७ भवति | ,, | भवत्सु |

આ પ્રમાણે નીચે લખેલા શબ્દોનાં રૂપો થાય છે—

द्विषत् = શત્રુ. पचत् = રાંધનાર. गच्छत् = જનારો.
पश्यत् = જોનારો. अर्हत् = યોગ્ય. तिष्ठत् = ઉભો રહેનારો.

१ भवान् कुत्र गच्छति ? તમે ક્યાં જાઓ છો ?
२ भवद्भिः किं कृतम् ? તમે શું કર્યું ?
३ भवतां किं नामधेयम् ? = આપનું નામ શું ?
४ पचद्भ्यः धान्यं देहि = રાંધનારાઓને અનાજ આપો.

—o=o—

२ येषां रत्नानां दर्शनं त्वया कृतं तानि एव एतानि सन्ति = જે રત્નોનું દર્શન તેં કર્યું હતુ તેજ આ રત્નો છે.

३ यस्मात् कोशात् वस्त्रं उद्धृतं तस्मिन् एव पुनः तत् स्थापय = જે પેટીમાંથી વસ્ત્રો લીધાં હતાં તેમાંજ પાછાં તે મુક.

४ येभ्यः ब्राह्मणेभ्यः त्वं द्रव्यं दातुं इच्छसि तेभ्य एव देहि = જે બ્રાહ્મણને તુ ધન આપવા ઈચ્છે છે તેને જ આપ.

' यत् ( જે ) ' શબ્દનાં નારીજાતિમાં આ રૂપ થાય છે.

| | | |
|---|---|---|
| १ या | ये | याः |
| २ याम् | ,, | ,, |
| ३ यया | याभ्याम् | याभिः |
| ४ यस्यै | ,, | याभ्यः |
| ५ यस्याः | ,, | ,, |
| ६ ,, | ययोः | यासाम् |
| ७ यस्याम् | ,, | यासु |

१ यासां राजा वरुणः अस्ति ता एव एताः आपः = જેનો રાજા વરૂણ છે તેજ જળ આ છે.

२ यस्यै पुत्रिकायै दुग्धं दीयते सा एव एषा = જે છોકરીને માટે દૂધ આપવામાં આવે છે તે જ આ છે.

તે જ " यत् " શબ્દની નાન્યતર જાતિનાં રૂપ આ છે—

| | | |
|---|---|---|
| १ यत् | ये | यानि |
| २ यत् | ये | यानि |

( બાકીનાં રૂપો નરજાતિની જેમ છે. )

१ यानि पुस्तकानि त्वया न पठितानि तानि मया पठितानि = જે પુસ્તકો તેં વાંચ્યાં નથી તે જ મેં વાંચ્યાં છે.

२ यत् ज्ञानं त्वया संपादितं तत् मह्यं कथय જે જ્ઞાન તેં મેળવ્યું તે મને કહે.

## तकारान्तः पुल्लिंगो 'भवत्' शब्दः ।

| | | |
|---|---|---|
| १ भवान् | भवन्तौ | भवन्तः |
| सं० हे भवन् | ,, | ,, |
| २ भवन्तम् | ,, | भवतः |
| ३ भवता | भवद्भ्याम् | भवद्भिः |
| ४ भवते | ,, | भवद्भ्यः |
| ५ भवतः | ,, | ,, |
| ६ ,, | भवतोः | भवताम् |
| ७ भवति | ,, | भवत्सु |

આ પ્રમાણે નીચે લખેલા શબ્દોનાં રૂપો થાય છે—

द्विषत् = શત્રુ. पचत् = રાંધનાર. गच्छन् = જનારો.
पश्यत् = જોનારો. अर्हत् = યોગ્ય. तिष्ठत् = ઉભો રહેનારો.

१ भवान् कुत्र गच्छति ? તમે કયાં જાઓ છો ?
२ भवद्भिः किं कृतम् ? તમે શું કર્યું ?
३ भवतां किं नामधेयम् ? = આપનું નામ શું ?
४ पचद्भ्यः धान्यं देहि = રાંધનારાઓને અનાજ આપો.

—o=o—

## પાઠ ૧૦

### ( म. भारत वन. अ. १५१ )

भीमसेनस्तु तद्वाक्यं श्रुत्वा तस्य महात्मनः।
प्रत्युवाच हनूमन्तं प्रहृष्टेनान्तरात्मना ॥ १२ ॥

अन्वयः—भीमसेनः तु तस्य महात्मनः तत् वाक्यं श्रुत्वा प्रहृष्टेन अन्तरात्मना हनूमन्तं प्रत्युवाच ॥

અર્થ—ભીમસેન તે મહાત્માનું તે વાકય સાંભળીને પ્રસન્ન મને હનુમાનને બોલ્યો.

कृतमेव त्वया सर्वं मम वानरपुङ्गव।
स्वस्ति तेऽस्तु महाबाहो कामये त्वां प्रसीद मे ॥१३॥

संस्कृत-टीका- हे वानरपुंगव ! हे वानरश्रेष्ठ ! मम सर्वं कार्यं त्वया कृतं एव। हे महाबाहो ! ते स्वस्ति अस्तु। कामये त्वां, मे प्रसीद, प्रसन्नः भव ॥

અર્થ—હે વાનરોમાં શ્રેષ્ઠ ! મારૂં બધું કાર્ય તેં કર્યું જ છે. હે મોટા ભુજાવાળા ! તારૂં કલ્યાણ થાઓ. હું ચાહું છું કે, મારા પર પ્રસન્ન થાઓ.

सनाथाः पाण्डवाः सर्वे त्वया नाथेन वीर्यवान्।
तवैव तेजसा सर्वान्विजेष्यामो वयं परान् ॥ १४ ॥

अन्वयः—हे वीर्यवान् ! त्वया नाथेन सर्वे पाण्डवाः सनाथाः। वयं सर्वान् परान् तवैव तेजसा विजेष्यामः ॥

**અર્થ**— હે વીર્યવાન ! તારા સહુયોગથી બધા પાંડવ સનાથ થયા છે. અમે બધા શત્રુઓને તારા તેજથીજ જીતીશું.

**एवमुक्तस्तु हनुमान्भीमसेनमभाषत ।**
**भ्रातृत्वात्सौहृदाच्चैव करिष्यामि प्रियं तव ॥ १५ ॥**

अन्वयः— एवं उक्तः तु हनुमान् भीमसेनं अभाषत । भ्रातृत्वात् सौहृदात् च एव तव प्रियं करिष्यामि ॥

**અર્થ**— આ પ્રમાણે કહેવાયેલો હનુમાન ભીમસેનને બોલ્યો, ' ભાઇબંધીથી અને મિત્ર હોવાથીજ તારૂં પ્રિય કાર્ય હું કરીશ. '

**चमूं विगाह्य शत्रूणां परशक्तिसमाकुलाम् ।**
**यदा सिंहरवं वीर करिष्यसि महाबल ॥ १६ ॥**

अन्वयः— परशक्तिसमाकुलां शत्रूणां चमूं विगाह्य, हे महाबल वीर ! यदा सिंहरवं करिष्यसि ॥

**અર્થ**— પરશકિતથી વ્યાકુળ બનેલો, હે મહાબળવાન્ વીર ! શત્રુનાં દળમાં ઘુસીને જ્યારે તું સિંહનાદ કરશે.

**तदाऽहं बृंहयिष्यामि स्वरवेण रवं तव ।**
**विजयस्य ध्वजस्थश्च नादान्मोक्ष्यामि दारुणान् । १७**

अन्वयः— तदा अहं स्वरवेण तव रवं बृंहयिष्यामि । विजयस्य ध्वजस्थः च दारुणान् नादान् मोक्ष्यामि ॥

**અર્થ**— ત્યારે હું મારા શબ્દ વડે તારા શબ્દને વધારીશ. ( वीजयस्य ) અર્જુનનાં ધ્વજપર રહીને મોટો ( શબ્દ ) અવાજ કરીશ.

शत्रूणां ये प्राणहराः सुखं येन हनिष्यथ ।
एवमाभाष्य हनूमांस्तदा पांडवनंदनम् ॥ १८ ॥
मार्गमाख्याय भीमाय तत्रैवान्तरधीयत ॥ १९ ॥
( म. भारत वन. अ. १५१ )

अन्वयः—ये ( नादाः ) शत्रूणां प्राणहराः । येन सुखं हनिष्यथ । हनूमान् तदा पांडवनदनं एव आभाष्य, भीमं मार्गं आख्याय, तत्र एव अन्तरधीयत ॥

અર્થ—જે ( શબ્દ ) શત્રુઓના પ્રાણ હરણ કરવાવાળા છે, જેવડે તું સુખથી શત્રુઓને હણી શકશે. હનુમાન ત્યારે પાંડવ-કુમારને એમ કહીને, ભીમને માર્ગ બતાવીને, ત્યાંજ અદ્રશ્ય થઇ ગયો.

अर्जुन उवाच ।

ततोऽहं स्तूयमानस्तु तत्र तत्र महर्षिभिः ।
अपश्यमुदधिं भीममपां पतिमथाव्ययम् ॥ १ ॥
( म. भारत वन. अ. १६९ )

अन्वयः—ततः अहं ऋषिभिः तत्र तत्र स्तूयमानः तु अपां पतिं अव्ययं भीमं उदधिं अथ अपश्यम् ॥

અર્થ—પછી મેં ઋષિઓ વડે બધે પ્રશંસા પામીને જળનાં સ્વામી અવ્યય ભયાનક સમુદ્રને જોયો.

फेनवत्यः प्रकीर्णाश्च संहताश्च समुत्थिताः ।
ऊर्मयश्चात्र दृश्यन्ते वल्गन्त इव पर्वताः ॥ २ ॥

अन्वयः— फेनवत्यः प्रकीर्णाः च संहताः च समुत्थिताः ऊर्मयः च अत्र पर्वताः वल्गन्ते इव दृश्यन्ते ॥

અર્થ—ફીણથી યુક્ત, બીજામાં ભળેલા, એક બીજા જોડે અથડાતા, ઉંચે ઉઠનારા મોજા વલ્ગના પર્વતની જેમ નજરે ચઢે છે.

नावः सहस्रशस्तत्र रत्नपूर्णाः समन्ततः ।
तिमिंगिलाः कच्छपाश्च तथा तिमितिमिंगिलाः ॥ ३ ॥

अन्वयः— तत्र समंततः रत्नपूर्णाः सहस्रशः नावः । तथा तिमिंगिलाः कच्छपाः तिमितिमिंगिलाः ( दृश्यन्ते ) ॥

અર્થ—ત્યાં ચારે બાજુ રત્નોથી ભરેલી હજારો નૌકાઓ અને મોટી માછલી, કાચબા અને મગરમચ્છ દેખાય છે.

વાંચકે આ શ્લોકોને સારી પેઠે વાંચવા અને જાતે સમજવાનો પ્રયત્ન કરવો. અર્થ જોયા વગરજ શ્લોકોનો અર્થ સમજવાનો યત્ન કરવો.'

—o:o—

# પાઠ ૧૧

## मकारान्तः पुंल्लिंगः ' किम् ' शब्दः ।

| | | |
|---|---|---|
| १ कः | कौ | के |
| २ कम् | ,, | कान् |
| ३ केन | काभ्याम् | कैः |
| ४ कस्मै | ,, | केभ्यः |
| ५ कस्मात् | ,, | ,, |
| ६ कस्य | कयोः | केषाम् |
| ७ कस्मिन् | ,, | केषु |

१ तव कस्मिन् अङ्गे रोगः समुद्भूतः ? = તારા કયા અંગમાં રોગ થયો છે ?

२ केषां क्षत्रियाणां एतानि शस्त्राणि ? = કયા ક્ષત્રિયોનાં આ શસ્ત્ર છે ?

३ केषु केषु गृहेषु मनुष्या वसन्ति ? = કયા કયા મકાનોમાં માણસો વસે છે.

४ कस्यचिन् किमपि न हरणीयम् = કોઇનું કંઇ પણ હરણ કરવું યોગ્ય નથી.

તે " किम् " શબ્દની નારીજાતિનાં રૂપો આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| १ का | के | काः |
| २ काम् | ,, | ,, |

| | | |
|---|---|---|
| ३ कया | काभ्याम् | काभिः |
| ४ कस्यै | ,, | काभ्यः |
| ५ कस्याः | काभ्याम् | काभ्यः |
| ६ ,, | कयोः | कासाम् |
| ७ कस्याम् | ,, | कासु |

१ कासु वापीषु जलं न विद्यते ? = કયી વાવોમાં પાણી નથી ?

२ कासां कन्यकानां एष शब्दः ? = કયી કુમારિકાઓનો આ અવાજ છે ?

३ काभिः कथाभिः त्वया स्वमतं प्रतिपादितम् ? = કયી કથાઓમાંથી તેં તારો મત કર્યો ?

એમ " किम् " શબ્દની નાન્યતર જાતિનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

| | | |
|---|---|---|
| १ किम् | के | कानि |
| २ ,, | ,, | ,, |

( બાકીનાં રૂપો નરજાતિનાં જેમજ થાય છે. )

१ कानि पुस्तकानि त्वया पठितानि ? = ક્યાં પુસ્તકો તેં વાંચ્યાં ?

२ के फले त्वया भक्षिते ? = ક્યાં ( બે ) ફળ તેં ખાધાં ?

३ किं निमित्त त्वं तत्र न गच्छसि ? = કયા કારણે તું ત્યાં જતો નથી ?

४ कानि कानि दैवतानि त्वं पूजयासि ? = ક્યા ક્યા દેવને તુ પૂજે છે ?

## मकारान्तः पुल्लिंग 'इदम्' शब्दः ।

(इदं = ते)

| | | |
|---|---|---|
| १ अयम् | इमौ | इमे |
| २ इमम्, एनम् | इमौ, एनौ | इमान्, एनान् |
| ३ अनेन, एनेन | आभ्याम् | एभिः |
| ४ अस्मै | ,, | एभ्यः |
| ५ अस्मात् | ,, | ,, |
| ६ अस्य | अनयोः, एनयोः | एषाम् |
| ७ अस्मिन् | ,, ,, | एषु |

१ अयं पुरुषः अत्र किं करोति ? = આ માણસ અહીં શું કરે છે ?

२ इमौ बालकौ अत्र पठतः = = આ (બે) બાળક અહીં ભણે છે.

३ अस्मात् नगरात् त्वं किं नयसि ? = આ શહેરમાંથી તું શું લઇ જશે ?

४ एषां शत्रूणां शिरांसि छेदयामि = આ શત્રુઓનાં મસ્તક છેદું છુ.

'इदं (આ)' શબ્દના સ્ત્રીલિંગનાં રૂપ જુઓ—

| | | |
|---|---|---|
| १ इयम् | इमे | इमाः |
| २ इमाम्, एनाम् | ,, एने | ,, एनाः |
| ३ अनया, एनया | आभ्याम् | आभिः |

| | | |
|---|---|---|
| ४ अस्यै | ,, | आभ्यः |
| ५ अस्याः | ,, | ,, |
| ६ ,, | अनयोः, एनयोः | आसाम् |
| ७ अस्याम् | ,, ,, | आसु |

१ इमाः शिक्षया संपन्नाः स्त्रियः = આ શિક્ષિત સ્ત્રીઓ છે.
२ आसां विवाहः श्वः भविष्यति = એના વિવાહ કાલે થશે.
३ आसु स्त्रीषु विश्वासः कर्तव्यः = આ સ્ત્રીઓમાં વિશ્વાસ કરવો યોગ્ય છે.
४ इयं नारी पतिगृहं गच्छतु = આ સ્ત્રી પતીને ઘેર જાય.
५ अस्यै नूतनं वस्त्रं देहि = એને માટે નવાં વસ્ત્રો આપ.
६ आभ्यां अन्नं याचितं = આ ( સ્ત્રીઓએ ) અન્ન માંગ્યું.

' इदं ' શબ્દનાં નાન્યતર જાતિનાં રૂપ આ છે—

| | | |
|---|---|---|
| १ इदम् | इमे | इमानि |
| २ इदम्, एनम् | इमे, एने | इमानि,एनानि |
| ३ अनेन, एनेन | आभ्याम् | एभिः |

બાકીની વિભક્તિઓનાં રૂપો નરજાતિનાં જેમજ થાય છે.

१ इदं स्थानं मया प्राप्तं = આ સ્થાન મેં પ્રાપ્ત કર્યું.
२ इमानि फलानि त्वं भक्षय = આ ફળ તું ખા.
३ इदं नगरं कस्य राज्यं ? = આ શહેરમાં કોનું રાજ્ય છે ?

## संस्कृत-वाचन-पाठः ।

भीमसेनस्तु तस्य महात्मनस्तद्वाक्यं श्रुत्वा प्रहृष्टेनान्तरात्मना हनूमन्तं प्रत्युवाच । हे वानरपुङ्गवे ! मम सर्वं कार्यं त्वयैव कृतम् । हे महाबाहो ! ते स्वस्त्यस्तु । कामये त्वां, मे प्रसीद । हे वीर्यवान् ! त्वया नाथेन सर्वे पाण्डवाः सनाथाः । वयं सर्वान् परान्तवैव तेजसा विजेष्यामः । एवमुक्तस्तु हनूमान् भीमसेनमभाषत । भ्रातृत्वात्सौहृदाच्चैव तव प्रियं करिष्यामि । परशक्तिसमाकुलां शत्रूणां चमूं विगाह्य, हे महाबल ! यदा त्वं सिंहरवं करिष्यसि तदाऽहं स्वरवेण तव रवं बृंहयिष्यामि । विजयस्य ध्वजस्थश्च दारुणाचादान्मोक्ष्यामि । ये नादाः शत्रूणां प्राणहरा, येन सुखं हनिष्यथ । हनूमान्तदा पाण्डवनन्दनमेवमाभाष्य, भीमं मार्गमाख्याय, तत्रैवान्तरधीयत ।

### સંધિ કરેલાં વાક્યો

१ मम सर्वं कार्यं त्वयैव कृतम् । कृतं त्वयैव सर्वं मम कार्यम् । सर्वं मम कार्यं कृतं त्वयैव ।

२ त्वया नाथेन सर्वे पाण्डवाः सनाथाः । सनाथाः सर्वे पाण्डवास्त्वया नाथेन । नाथेन त्वया सर्वे सनाथाः पाण्डवाः ।

३ ते स्वस्त्यस्तु । अस्तु स्वस्ति ते ।

—:०:—

# પાઠ ૧૨

## सकारान्तः पुंल्लिंगो ' अदस् ' शब्दः ।

( अदस् – તે )

| | | |
|---|---|---|
| असौ | अमू | अमी |
| अमुम् | अमू | अमून् |
| अमुना | अमूभ्याम् | अमीभिः |
| अमुष्मै | ,, | अमीभ्यः |
| अमुष्मात् | ,, | ,, |
| अमुष्य | अमुयोः | अमीषाम् |
| अमुष्मिन् | ,, | अमीषु |

असौ पुरुषः धार्मिकः अस्ति = તે પુરુષ ધાર્મિક છે.

अमीषां चित्तानि क्रूराणि सन्ति = તેઓનું મન ઘાતકી ( ક્રૂર ) છે.

अमुष्मिन् लोके सुखं भवतु = તે લોકમાં સુખ મળે.

अमीभ्यः बालकेभ्यः पयः देहि = બાળકોને દૂધ આપો.

अमुष्मात् लोकात् त्वं आगत = તે લોકમાંથી તુ આવ્યો.

" अदस् " શબ્દનાં નારી જાતિનાં રૂપ જુઓ—

| | | |
|---|---|---|
| असौ | अमू | अमू |
| अमुम् | ,, | ,, |
| अमुया | अमूभ्याम् | अमूभिः |
| अमुष्यै | ,, | अमूभ्यः |

## संस्कृत-वाचन-पाठः ।

भीमसेनस्तु तस्य महात्मनस्तद्वाक्यं श्रुत्वा प्रहृष्टेनान्तरात्मना हनूमन्तं प्रत्युवाच । हे वानरपुङ्गवे ! मम सर्वं कार्यं त्वयैव कृतम् । हे महाबाहो ! ते स्वस्त्यस्तु । कामये त्वां, मे प्रसीद । हे वीर्यवान् ! त्वया नाथेन सर्वे पाण्डवाः सनाथा । वयं सर्वान् परान्तवैव तेजसा विजेष्याम । एवमुक्तस्तु हनूमान् भीमसेनमभाषत । भ्रातृत्वात्सौहृदाच्चैव तव प्रियं करिष्यामि । परशक्तिसमाकुलां शत्रूणां चमूं विगाह्य, हे महाबल ! यदा त्वं सिंहरवं करिष्यसि तदाऽहं स्वरवेण तव रवं बृंहयिष्यामि । विजयस्य ध्वजस्थश्च दारुणान्नादान्मोक्ष्यामि । ये नादाः शत्रूणां प्राणहरा, येन सुखं हनिष्यथ । हनूमान्तदा पाण्डवनन्दनमेवमाभाष्य, भीमं मार्गमाख्याय, तत्रैवान्तरधीयत ।

### संधि कर्या वाक्यो

१ मम सर्वं कार्यं त्वयैव कृतम् । कृतं त्वयैव सर्वं मम कार्यम् । सर्वं मम कार्यं कृतं त्वयैव ।

२ त्वया नाथेन सर्वे पाण्डवा सनाथा । सनाथा सर्वे पाण्डवास्त्वया नाथेन । नाथेन त्वया सर्वे सनाथा पाण्डवा ।

३ ते स्वस्त्यस्तु । अस्तु स्वस्ति ते ।

—:०:—

## પાઠ ૧૨

### सकारान्तः पुल्लिंगो ' अदस् ' शब्दः ।

( अदस् – તે )

| | | |
|---|---|---|
| १ असौ | अमू | अमी |
| २ अमुम् | अमू | अमून् |
| ३ अमुना | अमूभ्याम् | अमीभिः |
| ४ अमुष्मै | " | अमीभ्यः |
| ५ अमुष्मात् | " | " |
| ६ अमुष्य | अमुयोः | अमीषाम् |
| ७ अमुष्मिन् | " | अमीषु |

१ असौ पुरुषः धार्मिकः अस्ति = તે પુરુષ ધાર્મિક છે.

२ अमीषां चित्तानि क्रूराणि सन्ति = તેઓનું મન ઘાતકી (ક્રૂર) છે.

३ अमुष्मिन् लोके सुखं भवतु = તે લોકમાં સુખ થાએ.

४ अमीभ्यः बालकेभ्यः पयः देहि = બાળકોને દૂધ આપો.

५ अमुष्मात् लोकात् त्वं आगतः = તે લોકમાંથી તું આવ્યો.

" अदस् " શબ્દનાં નારી જાતિનાં રૂપ જુઓ—

| | | |
|---|---|---|
| १ असौ | अमू | अमूः |
| २ अमुम् | " | " |
| ३ अमुया | अमूभ्याम् | अमूभिः |
| ४ अमुष्यै | " | अमूभ्यः |

| | | |
|---|---|---|
| ५ अमुष्याः | ,, | ,, |
| ६ ,, | अमुयोः | अमूषाम् |
| ७ अमुष्याम् | ,, | अमूषु |

પાછલાં રૂપોમાં અને આ રૂપોમાં જે ફરક છે, તે વાંચકે ખાસ ધ્યાનમાં રાખવું.

१ अमूषां स्त्रीणां एतत् धनं = તે સ્ત્રીઓનું આ ધન છે.

२ अमुष्याः वापिकायाः एतत् जलं = તે કુવાનું આ પાણી છે.

३ अमूषु मालासु सुगंधयुक्तानि पुष्पाणि न सन्ति = તે માળાઓમાં સુગંધવાળાં ફૂલ નથી.

४ अमू नद्यः शुष्काः संजाताः = તે નદીઓ સુકાય ગઈ છે.

" अदस् " શબ્દની નાન્યતર જાતિનાં રૂપો—

| | | |
|---|---|---|
| १ अदः | अमू | अमूनि |
| २ ,, | ,, | ,, |
| ३ अमुना | अमूभ्याम् | अमीभिः |

બાકીના વિભક્તિઓનાં રૂપો નર જાતિનાં જેમજ થાય છે.

१ अमूनि पुष्पाणि अत्र मूषकेन भक्षितानि = તે ફૂલો અહીં ઉંદરે ખાધાં.

२ अदः तव स्थानं = તે તારૂં સ્થાન છે.

## दकारान्तः पुल्लिंगः ' एतद् ' शब्दः ।

( एतत्– આ )

| | | |
|---|---|---|
| १ एष | एतौ | एते |
| २ एतम्, एनम् | एतौ, एनौ | एतान्, एनान् |

| | | |
|---|---|---|
| ३ एतेन, एनेन | एताभ्याम् | एतैः |
| ४ एतस्मै | " | एतेभ्यः |
| ५ एतस्मात् | " | " |
| ६ एतस्य | एतयोः, एनयोः | एतेषाम् |
| ७ एतस्मिन् | " " | एतेषु |

१ एते राजानः युद्धाय गच्छन्ति = આ રાજાઓ લડવા જાય

२ एतस्मात् स्थानात् त्वं शस्त्राणि नय = આ જગ્યાએથી તું શસ્ત્રો લઈ જા.

३ एतेभ्यः ग्रामेभ्यः शूराः पुरुषाः एकीभूताः = આ ગામોમાં શૂર પુરુષો એક થઈ ગયા.

४ एतेषां पुस्तकानां पृष्ठानि केन कृत्तानि ? = આ પુસ્તકોનાં પાનાં કોણે કાપ્યાં ?

" एतद् " શબ્દનાં નારી-જાતિનાં રૂપો જુઓ—

| | | |
|---|---|---|
| १ एषा | एते | एताः |
| २ एताम्, एनाम्, | एते, एने | एताः, एनाः |
| ३ एतया, एनया | एताभ्याम् | एताभिः |
| ४ एतस्यै | " | एताभ्यः |
| ५ एतस्याः | " | " |
| ६ " | एतयोः, एनयोः | एतासाम् |
| ७ एतस्याम् | " " | एतासु |

१ एतासु ओषधीषु रसः न विद्यते = આ ઔષધિઓમાં રસ નથી.

२ एतासां मर्कटानाम् नर्तनं अद्य भविष्यति = આ વાંદરીઓનો નાચ આજે થશે.

३ एताभिः स्त्रीभिः गायनं न कृतं = આ સ્ત્રીઓએ ગાયન ગાયું નહિ.

" एतत् " શબ્દની નાન્યતર જાતિનાં રૂપો—

| | | |
|---|---|---|
| १ एतत् | एते | एतानि |
| २ " | " | " |

બાકીનાં રૂપો નરજાતિની માફક થાય છે.

१ एतानि पात्राणि घृतेन पूरय = આ વાસણ ઘીથી ભર.

२ एतत् जलं शुद्धं न वर्तते = આ જળ ચોખ્ખું નથી.

३ एते अंगुलीयके कस्य स्तः = આ ( બે ) આંગળીઓ કોની છે ?

આ પ્રમાણે " સર્વનામો " નાં રૂપો થાય છે. વાંચક એનો ઉપયોગ કરીને વાક્યો બનાવી શકશે. સંસ્કૃતમાં વારંવાર એનો ઉપયોગ આવે છે. તેને જોતાં વારજ યાદ આવવું જોઇએ કે આ શબ્દની આ વિભક્તિનું આ રૂપ છે.

## संस्कृत-वाचन-पाठः ।

### ( १ )

अर्जुन उवाच– ततोऽहमृषिभिस्तत्र तत्र स्तूयमानस्तु अपां पतिमक्षय्यं भीमसुदधिमथापश्यम् । फेनवत्यः प्रकीर्णाश्च संहताश्च समुत्थिता ऊर्मय अत्र पर्वता चलन्त इव दृश्यन्ते । तत्र सम-

न्ततो रत्नपूर्णाः सहस्रशो नावः। तथा तिमिंगिलाः कच्छपा-स्तिमितिमिंगिलाश्च दृश्यन्ते।

( २ )

सनत्कुमार उवाच– क्षत्रियेण सहितं ब्रह्म, तथा च ब्रह्मणा सह क्षत्रं, संयुक्तौ शत्रून्दहतः, अग्निमारुतौ वनानीव। धृतरा-ष्ट्राभ्यनुज्ञाताः प्राप्तराज्याः परन्तपाः पाण्डवाः कृष्णया सह खाण्डवप्रस्थे रेमिरे।

कथा।

महाराष्ट्र देशे सातारा मंडले औंध नामकः एकः ग्रामः आस्ति। तत्र एकः सर्वशास्त्रपारगतः अनन्तशर्मा नामकः कः चित् पंडितः निवसति। तस्य सुशीला नाम्नी एका कन्या रूपेण गुणैश्च शोभना आसीत्। तस्य पंडितस्य गृहे बहवः छात्राः शास्त्रा-ध्ययनं कुर्वाणा आसन्। स सर्वेषां अपि विद्यार्थिनां अन्नवस्त्रा-दिकं प्रदाय, तान् पुत्रवत् परिपाल्य अध्यापयति स्म। तस्य गृहे दिवारात्रं विविधशास्त्राणां पाठः प्रचलति स्म। बाल्यादारभ्य पितुः समीपं उपविश्य सर्वान् शास्त्रपाठान् सा पुत्री शृणोति स्म। तेन सा सर्वेषु शास्त्रेषु पारंगता संजाता।

—:o:—

## પાઠ ૧૩

सनत्कुमार उवाच--

ब्रह्म क्षत्रेण सहितं क्षत्रं च ब्रह्मणा सह ।
संयुक्तौ दहतः शत्रून्वनानीवाग्निमारुतौ ॥ २५ ॥
( महाभारत वन. अ. १८५ )

संस्कृत-टीका- क्षत्रेण क्षत्रियवर्णेन सहितं ब्रह्म सहितः ब्राह्मणवर्णः, तथा च ब्राह्मणा ब्राह्मणवर्णेन सह क्षत्रं क्षत्रियवर्णः यदा भवति तदा द्वौ अपि संयुक्तौ शत्रून् दहतः अमित्रान् दहन्तौ । यथा अग्निमारुतौ अग्निः च मारुतः च अग्निमारुतौ अग्निवायू वनानि अरण्यानि दहतः तद्वत् ब्राह्मणक्षत्रियौ मिलित्वा शत्रून् दहतः ।

અર્થ— બ્રાહ્મણ ક્ષત્રિયની સાથે અને ક્ષત્રિય બ્રાહ્મણની સાથે મળીને શત્રુઓને બાળે છે, જેવી રીતે અગ્નિ અને વાયુ જંગલોને બાળે છે.

वैशम्पायन उवाच--

धृतराष्ट्राभ्यनुज्ञाताः कृष्णया सह पाण्डवाः ।
रेमिरे खाण्डवप्रस्थे प्राप्तराज्याः परंतपाः ॥ ५ ॥
( म. भा. आदि अ. २१० )

संस्कृत टीका- धृतराष्ट्राभ्यनुज्ञाताः धृतराष्ट्रेण अभ्यनुज्ञाताः राज्ञा धृतराष्ट्रेण आज्ञापिताः पांडवाः पण्डुपुत्राः धर्मराजादयः

कुंतीपुत्राः, कृष्णया द्रौपद्या सह, प्राप्तराज्याः प्राप्तं लब्धं राज्यं यैः ते प्राप्तराज्याः लब्धराष्ट्राः, परंतपाः परं श्रेष्ठं तपः येषां ते पांडवाः, खांडवप्रस्थे देशविशेषे रेमिरे हर्षिताः भूत्वा राज्यं चक्रुः।

અર્થ— ધૃતરાષ્ટ્રની આજ્ઞા મેળવાથી રાજ્ય મેળવી દ્રૌપદીની સાથે શ્રેષ્ઠ તપ કરનારા બધા પાંડવો ખાંડવપ્રસ્થમાં રહેવા લાગ્યા (આનન્દ કરવા લાગ્યા.)

**प्राप्य राज्यं महातेजाः सत्यसन्धो युधिष्ठिरः।**
**पालयामास धर्मेण पृथिवीं भ्रातृभिः सह ॥ ६ ॥**

संस्कृत-टीका- महातेजाः महत् तेजः यस्य सः बृहत्तेजाः सत्यसंधः सत्यप्रतिज्ञः युधिष्टिरः धर्मराजा भ्रातृभिः भीमार्जुनादिभिः सह राज्यं प्राप्य धर्मेण धर्मानुकूलेन राज्यशासनेन पृथिवीं भूमिं राज्यं पालयामास पालितवान्।

અર્થ— મોટા પ્રભાવશાળી અને સત્ય પ્રતિજ્ઞા યુકત ધર્મરાજા ભાઇઓ સાથે રાજ્ય મેળવવાને ધર્માનૂકુળ રીતથી (ફરજ પ્રમાણે) પૃથ્વીનું રક્ષણ કરવા લાગ્યા.

**जितारयो महाप्राज्ञाः सत्यधर्मपरायणाः।**
**मुदं परमिकां प्राप्तास्तत्रोषुः पांडुनंदनाः ॥ ७ ॥**

संस्कृत टीका- जितारयः जिताः विजिताः पराजिताः अरयः शत्रवः यैः ते जितारयः पराजितशत्रवः, महाप्राज्ञाः महाज्ञानिनः, सत्यधर्मपरायणाः सत्यश्च असौ धर्मश्च सत्यधर्मः सत्यधर्मपालने परायणाः पराकाष्ठां गताः, पांडुनंदनाः पंडोः पुत्राः, परमिकां

मुदं प्राप्ताः अतीव हर्षिताः, तत्र खांडवप्रस्थे एव ऊषु निवासं चक्रुः ।

અર્થ— શત્રુઓને હરાવનારા, તીવ્ર બુદ્ધિશાળી તથા સત્ય-ધર્મનું આચરણ કરવાવાળા પાંડવો ઘણાં આનંદથી રહેવા લાગ્યા.

कुर्वाणाः पौरकार्याणि सर्वाणि पुरुषर्षभाः ।
आसांचक्रुर्महार्हेषु पार्थिवेष्वासनेषु च ॥ ८ ॥

संस्कृत टीका- पुरुषर्षभाः पुरुषेषु श्रेष्ठाः पांडवा, सर्वाणि अखिलानि पौरकार्याणि पौराणां नगरनिवासिनां जनानां कार्याणि, कर्माणि तेषां हितार्थं करणीयानि कर्माणि, कुर्वाणा. कुर्वन्त ते पांडवाः महार्हेषु श्रेष्ठेषु पार्थिवेषु आसनेषु आसांचक्रः उपविष्टाः ।

અર્થ— માનવીઓમાં શ્રેષ્ઠ પાંડવ, નાગરીકોનાં સર્વ કાર્યો કરતાં કરતાં ઉચ્ચ જગ્યાઓએ બેસવા લાગ્યા.

अथ तेषूपविष्टेषु सर्वेष्वेव महात्मसु ।
नारदस्त्वथ देवर्षिराजगाम यदृच्छया ॥ ९ ॥

संस्कृत टीका- अथ अनन्तरं किञ्चित् कालात् ऊर्ध्वं सर्वेषु तेषु महात्मसु पांडवेषु आसनेषु उपविष्टेषु यदृच्छया अथ देवर्षिः नारद आजगाम आगतः ।

અર્થ— કેટલોક સમય વીત્યા બાદ તેઓ સર્વે આસનો પર બેઠા હતા એટલામાં સ્વેચ્છાથી દેવઋષિ નારદ આવી પહોંચ્યા.

आसनं रुचिरं तस्मै प्रददौ स्वं युधिष्ठिरः ।
देवर्षेरुपविष्टस्य स्वयमर्घ्यं यथाविधि ॥ १० ॥

संस्कृत-टीका– तस्मै नारदाय स्वं स्वकीयं रुचिरं सुंदरं आसनं युधिष्ठिरः धर्मराजः प्रददौ । उपविष्टस्य देवर्षेः नारदस्य स्वयं यथाविधि, विधिं अनतिक्रम्य यथा भवति तथा, अर्घ्यं पूजां च प्रददौ ।

અર્થ— તે નારદને માટે પોતાનું સુંદર આસન યુધિષ્ઠિરે આપ્યું અને દેવઋષિ નારદ બેઠાં. પછી પોતે યથાવિધિ તેમની પૂજા કરી.

વાંચકે આ શ્લોકોનો સારી પેઠે અભ્યાસ કરવો. બની શકે ત્યાંસુધી અર્થ જોયા વગર શ્લોક સમજવાનો પ્રયત્ન કરવો. અલ્પ પ્રયત્નથી શ્લોકોનો અર્થ સહેલાઇથી સમજાશે.

## वाचन पाठः ।

क्षत्रेण सहितं ब्रह्म, क्षत्रं च ब्रह्मणा सह, संयुक्तौ शत्रून् दहतः, अग्निमारुतौ वनानीव । धृतराष्ट्राऽभ्यनुज्ञाताः पाण्डवाः कृष्णया द्रौपद्या सह खाण्डवप्रस्थे परंतपाः प्राप्तराज्याः रेमिरे । महातेजाः सत्यसंधो युधिष्ठिरः राज्यं प्राप्य भ्रातृभिः सह पृथिवीं धर्मेण सह पालयामास ।

—::—:—::—

# પાઠ ૨૪

## वैदेहीहरणम् ।

ततः उदग्रविक्रमः रामः त्रिविनतं चापं आदाय सुवर्णमृगं अनुजगाम । ततः महावने आवेक्ष्य आवेक्ष्य धावन्तं, शङ्कितं, समुद्भ्रान्तं, अम्बरं उत्पतन्तं केषुचित् वनोद्देशेषु दृश्यमानं अदृश्यं च मुहूर्तात् एव समीपं, मुहूर्तादेव दूरात् परिदृश्यमानं तं एव मृगं उद्दिश्य रामः ज्वलन्तं पन्नगं इव ज्वलितं दीप्तं ब्रह्मविनिर्मितं शरं चापे सुदृढं संधाय मुमोच । स शरोत्तमः मृगरूपस्य मारीचस्य हृदयं बिभेद । स च मरणकालं प्राप्तं विज्ञाय राघवस्य सदृशं ' हा सीते ! हा लक्ष्मण !' इत्येवं स्वनं चकार । हा सीते !

---

## વૈદેહી—હરણ

ત્યારે અતિપરાક્રમી રામ ત્રિભંગ બાણને ઉપાડીને સુવર્ણમૃગની પાછળ પડ્યા. ૫ ગાઢ વનમાં જોઇ જોઇને દોડતાં, શંકાશીલ બનીને, ગભરાઇને, આકાશમાં છલાંગ મારતાં કોઇક વનમાર્ગોમાં નજરે પડતાં, અને કોઇકમાં અદૃશ્ય થતાં, ઘડીક માં નજીક તો ઘડીકમાં દૂર નજરે પડતાં તે હરણને તાકીને રામે ગુસ્સે બનેલા નાગની માફક ગુસ્સે થઇને, પ્રકાશિત બ્રહ્મનિર્મિત બાણને ધનુષપર સારી રીતે ચઢાવતાં, તાકીને માર્યું. તે ઉત્તમ બાણે હરણરૂપી મારીચનું હૃદય ચીરી નાખ્યું ! તેનાથી મરણવેળા આવી પહોંચી છે, એમ જાણી રામના જેવો 'હે સીતા ! હે લક્ષ્મણ !' આ પ્રમાણે

हा लक्ष्मण !' इति एवं आक्रोशं श्रुत्वा सीता कथं भवेत्, महाबाहुः लक्ष्मणश्च कां अवस्थां गमिष्यति, इति चिन्तयन्तं रामं तीव्रं विषादजं भयं आविवेश। ततः राघवः त्वरमाणः जनस्थानं प्रतस्थे। सीता तु तत् वने भर्तुः सदृशं आर्तस्वरं विज्ञाय लक्ष्मणं उवाच ' गच्छ, जानीहि राघवम्। क्रोशतः परमार्तस्य तस्य रामस्य मया शब्दः साम्प्रतं एव श्रुतः। वने आक्रन्दमानं भ्रातरं त्वं त्रातुं अर्हसि। त्वं तं शरणैषिणं भ्रातरं क्षिप्रं अभिधाव।' तथोक्तः लक्ष्मण तु भ्रातुः शासनं " सीतां विहाय न कुत्रापि गन्तव्यं " इति तां विज्ञाप्य न जगाम। ततः तत्र क्षुभिता जनकात्मजा तं उवाच। ' यः त्वं अस्यां अवस्थायां भ्रातरं नाभिपद्यसे, तत् नूनं मत्कृते लोभात् नानुगच्छसि '

---

નો અવાજ કર્યો. ' હે સીતા ! ' એવો અવાજ સાંભળીને સીતાની શી સ્થિતિ થશે અને લક્ષ્મણ કયી અવસ્થા પામશે, એવો વિચાર કરતાં રામમાં કઠોર શોકથી ઉત્પન્ન થતા ભયે પ્રવેશ કર્યો. ત્યારે રામ ઉતાવળ કરતાં, આશ્રમ તરફ ચાલી નીકળ્યા. સીતા વનમાં પતિના અવાજ જેવોજ તે દુઃખકર શબ્દને ઓળખીને લક્ષ્મણને કહેવા લાગી – ' જા, રામની તપાસ કર. અત્યંત દુઃખી અવાજ કરતા રામનો અવાજ મેં અત્યારેજ સાંભળ્યો છે. વનમાં દુઃખથી રડતા ભાઈની તારે રક્ષા કરવી જોઇએ. તું તે મદદની ઇચ્છાવાળા ભાઇ પાસે જલ્દી જા ' આ પ્રમાણે કહેવાયેલો લક્ષ્મણ, ભાઈની આજ્ઞા છે, કે "સીતાને છોડીને કયાંય પણ જઇશ નહિ " એમ તેને જણાવીને ગયો નહીં. ત્યારે ત્યાં નાખુશ બનેલી જનકપુત્રી તેને કહેવા લાગી — ' જો તું આવી અવસ્થામાં ભાઈની પાસે નહીં જશે,

एवं ब्रुवाणां बाष्पशोकसमन्वितां त्रस्तां मृगवधूं इव सीतां लक्ष्मणः अब्रवीत् । 'हे वैदेहि ! पन्नगैः असुरैः, गन्धर्वैः, देवदानवराक्षसैश्च तव भर्ता जेतुं अशक्यः अत्र न संशयः । रामः समरे अवध्यः अस्ति, तस्मात् त्वं एवं वक्तुं न अर्हसि । त्वां च अस्मिन् वने राघवं विना हातुं न अहं उत्सहे । महावने विविधा वाचः राक्षसा व्याहरन्ति । तस्मात् न त्वं एवं चिन्त-यितुं अर्हसि ।' एवं लक्ष्मणेन उक्ता तु क्रुद्धा संरक्तलोचना सत्यवादिनं लक्ष्मणं परुषं वाक्यं अब्रवीत् । 'अनार्य ! नृशंस ! रामस्य महत् व्यसनं दृष्ट्वा एतानि वाक्यानि प्रभाषसे । हे लक्ष्मण ! त्वद्विधेषु नित्य प्रच्छन्नचारिषु नृशंसेषु सपत्नेषु यत् पापं

---

તો નક્કી મારે માટેના લોભને ખાતર જતો નથી.' આ પ્રમાણે બોલતી, આંસુઓ અને શોકભરી, બીધેલી હરણી જેવી સીતાને લક્ષ્મણે કહ્યું – 'હે વૈદેહિ ! નાગ, રાક્ષસ, ગન્ધર્વ, દેવ, દાનવ અને રાક્ષસોથી તારો સ્વામી જીતાવો અશક્ય છે. એમાં સંશય નથી. રામ લડાઈમાં મારી શકાતો નથી. માટે તારે આ પ્રમાણે બોલવું ન જોઇએ, અને તને હું આ વનમાં રામ વિના એકલી મૂકવા ચાહતો નથી. આ મહાવનમાં વિવિધ વાણીઓ રાક્ષસો બોલે છે. માટે તારે આ પ્રમાણે ચિન્તા કરવી ન જોઇએ. આ મુજબ લક્ષ્મણથી કહેવાયેલી, ગુસ્સે થયેલી, લાલ આંખો કરીને સત્ય વક્તા લક્ષ્મણને કઠોર વાક્ય કહેવા લાગી — 'દુષ્ટ ! પાપી ! હું જાણું છું કે રામપર આવી પડેલી ભારે આપત્તિ જોઇને એવી વાતો કહે છે. હે લક્ષ્મણ ! તારા જેવા હંમેશાં છુપાઇને વિચરણ કરનારા પાપી શત્રુઓમાં જે પાપ સમાય રહે છે તે કંઇ આશ્ચર્યની

भवेत् तत् न एव चित्रम् । सुदुष्टस्त्वं वने एकः एकं रामं अनु गच्छसि तत् मम हेतोः भरतेन वा प्रयुक्तः असि। सौमित्रे ! तव अपि भरतस्य वा तत् न सिध्यति । इन्दीवरश्यामं पद्मनिभेक्षणं रामं भर्तारं उपसंश्रित्य कथं अहं पृथक् जनं कामयेयम् ? सौमित्रे ! तव समक्षं प्राणान् त्यक्ष्यामि । रामं विना क्षणं अपि भूतले न एव जीवामि । ' इत्येवं सीतया परुषं वाक्यं उक्तः स जितेन्द्रियः लक्ष्मणः प्राञ्जलिः सीतां अब्रवीत्–' उत्तरं वक्तुं नोत्सहे तथापि हे मैथिलि ! स्त्रीषु अप्रतिरूपं वाक्यं तु न चित्रम् । एष नारीणां स्वभावः । हे वन चराः ! मे उपशृण्वन्तु यूयं हि साक्षिणः । परुषं उक्तः अनया अहं गच्छामि ।

---

વાત નથી અતિ દુષ્ટ તું જે વનમાં એકલો એકલો રામની પાછળ પાછળ ફરે છે, તે મારે માટે છે, અથવા ભરતથી તું પ્રેરિત થયો છે હે સુમિત્રાના પુત્ર ! તે તારો અને ભરતનો ઉદ્દેશ્ય સિદ્ધ થશે નહિ નીલકમળ જેવા શ્યામ, કમલનયન રામને પતિ પામીને હું કેવી રીતે બીજા માણસની ઇચ્છા કરી શકું ? હે સૌમિત્રે ! તારી નજર આગળજ પ્રાણ ત્યાગ કરીશ રામ વિના પળવાર પણ પૃથ્વી પર જીવીશ નહિ.' આ પ્રમાણે સીતાથી કઠોર વચનો કહેવાયેલો તે જિતેંદ્રીય લક્ષ્મણ સીતાને હાથ જોડીને કહેવા લાગ્યો ' જવાબ આપવા ઇચ્છતો નથી. છતાં પણ હે મૈથિલિ ! સ્ત્રીઓ માટે અયોગ્ય વાક્યો બોલવા કંઈ આશ્ચર્ય નથી એ તો સ્ત્રીઓનો સ્વભાવજ છે હે વનચરો ! મારી વાત સાંભળો. તમે સાક્ષી છે એનાથી કઠોર શબ્દો કહેવાયેલો હું જાઉં છું.'

—०—

एवं ब्रुवाणां बाष्पशोकसमन्वितां त्रस्तां मृगवधूं इव सीतां लक्ष्मणः अब्रवीत् । 'हे वैदेहि ! पन्नगैः असुरैः, गन्धर्वैः, देवदानवराक्षसैश्च तव भर्ता जेतुं अशक्यः अत्र न संशयः । रामः समरे अवध्यः अस्ति, तस्मात् त्वं एवं वक्तुं न अर्हसि । त्वां च अस्मिन् वने राघवं विना हातुं न अहं उत्सहे । महावने विविधा वाचः राक्षसा व्याहरन्ति । तस्मात् न त्वं एवं चिन्तयितुं अर्हसि ।' एवं लक्ष्मणेन उक्ता तु क्रुद्धा संरक्तलोचना सत्यवादिनं लक्ष्मणं परुषं वाक्यं अब्रवीत् । 'अनार्य ! नृशंस ! रामस्य महत् व्यसनं दृष्ट्वा एतानि वाक्यानि प्रभाषसे । हे लक्ष्मण ! त्वद्विधेषु नित्य प्रच्छन्नचारिषु नृशंसेषु सपत्नेषु यत् पापं

તો નક્કી મારે માટેના લોભને ખાતર જતો નથી.' આ પ્રમાણે બોલતી, આંસુઓ અને શોકભરી, બીધેલી હરણી જેવી સીતાને લક્ષ્મણે કહ્યું–'હે વૈદેહિ ! નાગ, રાક્ષસ, ગન્ધર્વ, દેવ, દાનવ અને રાક્ષસોથી તારા સ્વામી જીતાવો અશક્ય છે. એમાં સંશય નથી. રામ લડાઈમાં મારી શકાતો નથી. માટે તારે આ પ્રમાણે બોલવું ન જોઇએ, અને તને હું આ વનમાં રામ વિના એકલી મૂકવા ચાહતો નથી. આ મહાવનમાં વિવિધ વાણીઓ રાક્ષસો બોલે છે. માટે તારે આ પ્રમાણે ચિન્તા કરવી ન જોઇએ. આ મુજબ લક્ષ્મણથી કહેવાયેલી, ગુસ્સે થયેલી, લાલ આંખો કરીને સત્ય વકતા લક્ષ્મણને કઠોર વાક્ય કહેવા લાગી — 'દુષ્ટ ! પાપી ! હું જાણું છું કે રામપર આવી પડેલી ભારે આપત્તિ જોઇને એવી વાતો કહે છે. હે લક્ષ્મણ ! તારા જેવા હંમેશાં છુપાઇને વિચરણ કરનારા પાપી શત્રુઓમાં જે પાપ સમાય રહે છે તે કંઇ આશ્ચર્યની

१ रामकृष्णौ- ( रामश्च कृष्णश्च )- રામ અને કૃષ્ણ.
२ रामलक्ष्मणभरतशत्रुघ्नाः - ( रामश्च लक्ष्मणश्च भरतश्च शत्रुघ्नश्च ) - રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન.
३ स्त्रीपुरुषौ- ( स्त्रीश्च पुरुषश्च ) સ્ત્રી અને પુરુષ.
४ हरिहरौ - ( हरिश्च हरश्च ) હરિ અને હર.
५ इन्द्रासोमौ- ( इन्द्रश्च सोमश्च ) ઇન્દ્ર અને ચન્દ્ર.
६ मातापितरौ- ( माता च पिता च ) માતા અને પિતા.
७ शीतोष्णे- ( शीतं च उष्णं च ) ટાઢુ અને ગરમ.

અહીં વાંચક જોઇ શકશે કે બે વસ્તુઓનો જ્યાં સંબંધ હોય છે, ત્યાં દ્વિવચન અને ત્રણ અથવા ત્રણથી વધુ પદાર્થોનાં સંબંધ વખતે બહુવચન બને છે. આ દ્વંદ્વ સમાસ ઘણો સહેલો છે અને વારંવાર ઉપયોગમાં આવે છે. હવે પછીનાં પાઠમાં એનાં વાંકય જુઓ—

तव मातापितरौ गतौ । मम मातापितरौ आगतौ । तस्य भ्रातर न आगता । मम भ्रातर आगताः । द्वौ देवौ हरिहरौ पूजनीयौ स्तः । स्त्रीपुरुषौ कुत्र गतौ ? रामकृष्णौ अत्र आगतौ किम् ? इन्द्रासोमौ यज्ञे आगतौ। अहं न पश्यामि अस्मिन् यज्ञे इन्द्रासोमौ देवौ ।

—o:—:o:—

# પાઠ ૧૫

## समास-प्रकरणम् ।

સંસ્કૃત–ભાષામાં સમાસોનો પ્રયોગ ઘણે ભાગે થાય છે. એ સમાસોનાં ઉદાહરણ આ છે.

| સમાસ | મૂળવાક્ય | અર્થ |
| --- | --- | --- |
| १ सूर्यकिरणः | ( सूर्यस्य किरण ) | – સૂર્યનાં કિરણો. |
| २ वृक्षमूलम् | ( वृक्षस्य मूलम् ) | – ઝાડનું મૂળ. |
| ३ तद्रूपम् | ( तस्य रूपम् ) | – તેનું રૂપ. |

આ ઉદાહરણોમાં વાચક ધ્યાનથી જોશે તો તેને જણાશે કે, વાક્યોનાંજ ટુંકા રૂપ સમાસ બને છે. "'सूर्यस्य किरणः" આટલું વિસ્તૃત વાક્ય બોલ્યા સિવાય " सूर्यकिरण " એટલું કહેવાથીજ સંસ્કૃતમાં કાર્ય થાય છે. સમાસો વડે આ સહેલું બને છે. આ સમાસો છ પ્રકારનાં છે—

१ द्वंद्व, २ द्विगु, ३ तत्पुरुष, ४ कर्मधारय, ५ बहुव्रीहि અને ६ अव्ययीभाव ।

હવે એનું વિવરણ જુએ.—

(સંસ્કૃત ભાષામાં દ્વંદ્વ-સમાસનાં વહેવારમાં બે પ્રકાર છે.

### १ द्वंद्व-समासः ।

१ इतरेतरयोग-द्वंद्वसमास, २ समाहार-द्वंद्वसमास.

ઇતરેતરયોગનો અર્થ એ છે કે એકબીજાનો મેળાપ. દા. તરીકે—

१ रामकृष्णौ– ( रामश्च कृष्णश्च )– રામ અને કૃષ્ણ.
२ रामलक्ष्मणभरतशत्रुघ्नाः - ( रामश्च लक्ष्मणश्च भरतश्च शत्रुघ्नश्च ) – રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન.
३ स्त्रीपुरुषौ– ( स्त्रीश्च पुरुषश्च ) સ્ત્રી અને પુરુષ.
४ हरिहरौ– ( हरिश्च हरश्च ) હરિ અને હર.
५ इन्द्रासोमौ– ( इन्द्रश्च सोमश्च ) ઇન્દ્ર અને ચન્દ્ર.
६ मातापितरौ– ( माता च पिता च ) માતા અને પિતા.
७ शीतोष्णे– ( शीतं च उष्णं च ) ટાઢું અને ગરમ.

અહીં વાંચક જોઇ શકશે કે બે વસ્તુઓનો જ્યાં સંબંધ હોય છે, ત્યાં દ્વિવચન અને ત્રણ અથવા ત્રણથી વધુ પદાર્થોનાં સંબંધ વખતે બહુવચન બને છે. આ દ્વંદ્વ-સમાસ ઘણો સહેલો છે અને વારંવાર ઉપયોગમાં આવે છે. હવે પછીનાં પાઠમાં એનાં વાંકય જુઓ—

तव मातापितरौ गतौ। मम मातापितरौ आगतौ । तस्य भ्रातरः न आगता । मम भ्रातरः आगताः। द्वौ देवौ हरिहरौ पूजनीयौ स्तः। स्त्रीपुरुषौ कुत्र गतौ ? रामकृष्णौ अत्र आगतौ किम् ? इन्द्रासोमौ यज्ञे आगतौ। अहं न पश्यामि अस्मिन् यज्ञे इन्द्रासोमौ देवौ ।

—o:—:o:—

## પાઠ ૧૬

### संस्कृत-वाक्यानि ।

१ तव मातापितरौ कुत्र गतौ ? २ मम मातापितरौ गृहं गतौ। ३ रामलक्ष्मणभरतशत्रुघ्नाः इदानीं किं कुर्वन्ति ? ४ रामलक्ष्मणभरतशत्रुघ्ना इदानीं वनं गच्छन्ति। ५ गृहस्थाश्रमे स्त्रीपुरुषयोः संबंधः भवति ।

### ગુજરાતી વાકયો

૧ તારા માતાપિતા કયાં ગયાં ? ૨ મારા માતાપિતા ઘર ગયાં. ૩ રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન હમણાં શું કરે છે ? ૪ રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન હમણા વનમાં જાય છે. ૫ ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી—પુરુષોનો સંબંધ બંધાય છે

૬'૬- સમાસનાં બીજા પ્રકારનું નામ " समाहार - द्वंद्व " છે. એમા સંગ્રહ અથવા જથ્થામા હોવાનો ભાવ રહે છે, અને એનો ઉપયોગ એક વચનમાં નપુંસક લિંગમાંજ થાય છે. દા. ત.

१ पाणिपादमुखम्- ( पाणी च पादौ च मुखं च ) હાથ, પગ અને મોં નો સમુહ.

२ गवाश्वम् - ( गावश्च अश्वाश्च ) ગાય અને ઘોડા.

३ दासीदासम्- ( दास्यश्च दासाश्च ) દાસીઓ અને દાસ.

४ शंखपटहम् - ( शंखश्च पटहश्च ) = શંખ અને ઢોલ.

५ गंगाशोणम् ( गंगा च शोणश्च ) ગંગાનદી અને શોણનદી.

આ પ્રમાણે સમુદાય અર્થમાં નાન્યતર જાતીના એક વચનમાં આ સમાસ બને છે.

" च " શબ્દનો અર્થ " અને " આ અર્થનો સંક્ષેપ આ દ્વંદ્વ સમાસમાં થાય છે. અને આ 'ચ'કારને દૂર કરવાથી આ સમાસ બને છે. આટલુંજ આ બાબતમાં ધ્યાનમાં રાખવું જોઇએ. જુઓ—

| મૂળ વાકય | ભાષામાં અર્થ | દ્વન્દ્વ સમાસ |
|---|---|---|
| रामश्च रावणश्च- | ( રામ અને રાવણ ) | रामरावणौ |
| शिवश्च केशवश्च- | ( શિવ અને કેશવ ) | शिवकेशवौ। |
| व्याघ्रश्च सिंहश्च- | ( વાઘ અને સિંહ ) | व्याघ्रसिंहौ। |

વાચક આ પ્રમાણે દ્વંદ્વ-સમાસનો પ્રયોગ કરી શકે છે. કારણકે આ સૌથી સહેલો સમાસ છે. વધુ ઉદાહરણો—

बालश्च वृद्धश्च - बालवृद्धौ।
कोकिलश्च मयूरश्च- कोकिलमयूरौ।
व्याघ्रश्च वराहश्च महिषश्च–व्याघ्रवराहमहिषाः।
कूपश्च तडागश्च–कूपतडागौ।
वटश्च आम्रश्च - वटाम्रौ।
वटश्च आम्रश्च पिप्पलश्च- वटाम्रपिप्पलाः।
ब्राह्मणश्च क्षत्रियश्च - ब्राह्मणक्षत्रियौ।
तडागश्च वृक्षश्च – तडागवृक्षौ।
बालश्च तरुणश्च – बालतरुणौ।
नदी च नदश्च – नदीनदौ।

—०—

# પાઠ ૧૭

## द्विगु-समासः ।

જે સમાસમાં સંખ્યાવાચક શબ્દ શરૂઆતમાં હોય છે, તે સમાસનું નામ દ્વિગુ-સમાસ હોય છે. આ સમાસનું સામાન્ય લક્ષણ આ છે, માટે આ સમાસને ઓળખવો ઘણો સહેલો છે અને એને બનાવવો પણ સહેલો છે.

આ સમાસના બે પ્રકાર છે— ( १ ) एकवद्भावी द्विगुसमास અને ( २ ) अनेकवद्भावी द्विगुसमास ।

### एकवद्भावी द्विगुसमासः ।

१ त्रिशृंगम् ( त्रयाणां शृंगाणां समाहारः ) ત્રણ શીંગોનો સમૂહ.
२ पञ्चगवम् ( पञ्चानां गवां समाहारः ) પાંચ ગાયોનો સમૂહ.
३ पंचमूली ( पंचानां मूलानां समाहारः ) પાંચ મૂળનો સમૂહ.
४ सप्तफली ( सप्तानां फलानां समाहारः ) સાત ફળોનો જથ્થો.
५ अष्टाध्यायी ( अष्टानां अध्यायानां समाहारः ) આઠ અધ્યાયોનો સમૂહ.

### अनेकवद्भावी द्विगुसमासः ।

१ सप्तर्षय - ( सप्त च ते ऋषयश्च ) સાત ઋષિ.
२ चतुर्दिश - ( चतस्रः च ता दिशः ) ચાર દિશાઓ.
३ त्रिलोकाः - ( त्रयः च ते लोकाः ) ત્રણ ભુવન.

આ પ્રકારનો આ દ્વિગુ સમાસ છે, અને એ અત્યંત સહેલો છે.

જેનાં પ્રારંભમાં સંખ્યાવાચક શબ્દ છે, તેને દ્વિગુ–સમાસ સમજવો અને તેને પૂર્વોક્ત પ્રમાણે છૂટો પાડવો જોઇએ.

संस्कृत-वाचन-पाठः ।

अभियाय च तं इंगुदीवृक्षं सभार्यः सलक्ष्मणः रामः रथात् अवातरत्। तत्र गुह नाम निषादराजः तस्य सखा आसीत्। सः अपि रामं आगतं श्रुत्वा अमात्यैः वृद्धैः च परिवृतः तत्र रामं उपगतः। चीरवस्त्रधारी रामः सायंसंध्यां तत्र उपास्य, लक्ष्मणेन आनीतं केवलं जलं एव भोजनार्थं आददे। वृक्षं आश्रित्य तत्रैव लक्ष्मणः तस्थौ। धनुर्धरः गुह अपि सूतेन सह तत्रैव स्थितः।

---

તે ઇંગુદીવૃક્ષની પાસે પત્ની અને લક્ષ્મણની સાથે રામ રથમાંથી ઉતર્યા. ત્યાં ગુહ નામનો ભીલોનો રાજા તેનો મિત્ર હતો. તે પણ રામ આવ્યા સાંભળી મંત્રિઓ અને વૃદ્ધોથી વિંટળાયેલો ત્યાં રામની પાસે ગયો. વલ્કલધારી રામે સાયં–સંધ્યાની ત્યાં ઉપાસના કરીને લક્ષ્મણથી લવાયેલું માત્ર જળજ ભોજનને માટે લીધું. ઝાડનો આશ્રય લઇને ત્યાં લક્ષ્મણ ઉભો રહ્યો. ધનુર્ધારી ભીલ પણ સારથીની સાથે ત્યાં ઉભો રહ્યો.

—*—*

# પાઠ ૧૮

१ प्रभातायां शर्वर्यां रामः उवाच " तराम जाह्नवीं " इति । रामलक्ष्मणौ सीतया सह गंगां जग्मतुः । तं प्राञ्जलिः सूतः धर्मज्ञं रामं उवाच- " किं अहं इदानीं करवाणि " इति । रामः तं प्रत्युवाच " राजानं अभिवाद्य ब्रूयाः । न अहं न च लक्ष्मणः अनुशोचति वनवासम् । चतुर्दशवर्षेषु निवृत्तेषु नः सर्वान् पुनरागतान् द्रक्ष्यसे " इति ।

---

૧ સૂર્યોદય થતાંજ રામ બોલ્યા " ગંગા પાર કરીશું " રામ-લક્ષ્મણ સીતાની સાથે ત્યાં ગંગા નજીક ગયા. હાથ જોડીને સારથિએ ધર્મ જાણનારે રામને પૂછ્યું કે " હું હવે શું કરું ?" રામે તેને ઉત્તર આપ્યો કે-- રાજાને પ્રણામ કરીને કહેજે કે ન તો લક્ષ્મણ હું વનવાસનો શોક કરતા નથી. ચૌદ વર્ષ વીત્યા પછી અમને સૌને પાછા વળેલા જોશો.

" हे सुमन्त्र ! राजानं मातरं कैकेयीं अन्याश्च देवीः पुनः पुनरुक्त्वा, अथ कौसल्यां सीतायाः मम लक्ष्मणस्य च वचनात् आरोग्यं पादाभिवंदनं च ब्रूहि । कथय च । नाभि भविष्यति त्वां दुःखं अस्मत्संतापजं भरतश्च आक्षिप्तवक्तव्यः यथा राजनि वर्तसे तथा सर्वासु मातृषु अविशेषतः वर्तेथाः । " एवं सूतं पुनः पुनः सांत्वयित्वा, पश्चात् गुहं वचनं अब्रवीत्- " हे गुह ! " इदानीं सजने वने मे वास न योग्यः । अतः आनय न्यग्रोधक्षीरं " । इति गुहः च राजपुत्राय तत् क्षिप्रं क्षीरं उपाहरत् । रामः अपि तेन जटाः अकरोत् । नदीतीरे स्थितां नावं दृष्ट्वा तत्र पूर्वं सीतां

आरोप्य ततः स्वयं सलक्ष्मणः आरुरोह । ततः सा शुभा नौका शीघ्रं सलिलं अत्यगात् ।

૨ ' હે સુમંત્ર ! રાજાને, માતાને, કૈકેયીને, તથા અન્ય દેવીઓ અને કૌસલ્યાને વારંવાર પૂછીને સીતા લક્ષ્મણ તથા મારાં તરફથી કુશળતા પૂછીને પ્રણામ કરજે અને કહેજે કે તેમને અમારા લીધે વધુ દુઃખ નહીં થાય. ભરતને પણ કહેજે કે જેમ રાજા સાથે વર્તાવ કરે છે તેમજ વિશેષ કરીને બધી માતાઓ સાથે વ્યવહાર કર. "

આ પ્રમાણે સારથિને પુનઃ શાંત કરીને પછી ગુહને કહ્યું, ' હે ગુહ ! હવે મનુષ્યોથી યુક્ત વનમાં રહેવું મારે માટે ઠીક નથી. મનુષ્ય રહિત વનમાં રહેવું જોઇએ. માટે વડનું દુધ લાવ. ' ગુહે રાજપુત્રને માટે તુરતજ ( વડનું ) દૂધ આણ્યું. રામે પણ તેની જટા બનાવી. નદી કાંઠે ઉભેલી નૌકા જોઇને ત્યાં પ્રથમ સીતાને બેસાડીને પછી પોતે લક્ષ્મણુની સાથે બેઠયા. પછી તે ઉત્તમ નૌકા તુરતજ પાણીમાં તરવા લાગી.

## સંધિ કરેલાં વાક્યો

राम उवाच प्रभातायां शर्वर्याम् । उवाच रामः प्रभातायां शर्वर्याम् । प्रभातायांशर्वर्यामुवाच रामः । तं प्राञ्जलिः सूतो धर्मज्ञं राममुवाच । उवाच तं रामं धर्मज्ञं प्राञ्जलिः सूतः । सूतः प्राञ्जलिरुवाच धर्मज्ञं तं रामम् ।

# પાઠ ૧૯

## संस्कृत-वाक्यानि ।

१ अन्यं तीरं संप्राप्य ते सर्वे नावं हित्वा प्रातिष्ठन्त । रामः तदा लक्ष्मणं आह-' सौमित्रे ! त्वं अग्रतः गच्छ, सीता त्वां अनुगच्छतु । अहं सीतां अनुपालयन् पृष्ठतः गच्छामि। अस्माभिः अन्योऽन्यस्य रक्षा कर्तव्या। वनवासस्य दुःखं वैदेही अद्य वेत्स्यति ।'

## ગુજરાતી વાક્યો

૧. બીજે પાર પહોંચીને તેઓ બધા નૌકાને છોડીને ચાલવા લાગ્યા. રામે ત્યારે લક્ષ્મણને કહ્યું—'હે લક્ષ્મણ ! તું આગળ ચાલ, સીતા તારી પાછળ ચાલશે. હું સીતાનું રક્ષણ કરતો કરતો પાછળથી ચાલીશ. આપણે એક બીજાની રક્ષા કરવાની છે. વનવાસનું કષ્ટ સીતા આજે જાણશે.

## संस्कृत-वाक्यानि ।

२ रामः तां रात्रीं भरद्वाजाश्रमे सुखं अवसत् । प्रातः उत्थाय महर्षिं अभिवाद्य तौ अग्रे जग्मतुः । महर्षिश्च तेषां स्वस्त्ययनं चकार । तान् राज्ञः औरसान् पुत्रान् प्रस्थितान् प्रेक्ष्य चित्रकूटस्य रम्यं पंथानं आदिश्य, महर्षि-न्यवर्तत । कालिन्दीं नदीं आसाद्य सद्य तितीर्षवः चिन्तां आपेदिरे । ततः तौ रामलक्ष्मणौ काष्ठ-संघाटं सुमहाप्लवं चक्रतुः । लक्ष्मणः सीतायाः सुखं आसनं चकार । तत्र रामः लज्जमानां तां सीतां प्लवं प्रथमं अध्यारोपयत्। पश्चात् स्वयं लक्ष्मणेन सह आरुह्य, अग्रे ''

## ગુજરાતી વાક્યો.

૨ રામ તે રાત્રીએ ભરદ્વાજના આશ્રમમાં સુખથી રહ્યા. પ્રાતઃકાળે ઉઠીને મહર્ષિને પ્રણામ કરીને તેઓ (બંને) આગળ ચાલવા લાગ્યા. મહર્ષિએ પણ તેમના (स्वस्त्ययन) શુભ ગમન માટે પ્રાર્થના કરી. તે રાજાનાં પુત્રોને જતા જોઈને ચિત્રકૂટનો રમણીય માર્ગ બતાવીને મહર્ષિ પાછા વળ્યા. યમુના નદી પહોંચ્યાને તરતજ નદી પાર કરવાની ઇચ્છાવાળા ચિંતા કરવા લાગ્યા. પછી તે રામલક્ષ્મણ લાકડાંઓને જોડીને મોટો તરાપો બાંધવા લાગ્યા. લક્ષ્મણે સીતાને માટે સારૂં આસન બનાવ્યું. ત્યાં રામે લજ્જિત તે સીતાને તરાપાપર પ્રથમ ચઢાવી. પછી જાતે લક્ષ્મણની સાથે ચઢીને આગળ વધ્યા.

### समासाः ।

१ सभार्यः- भार्यया सहितः ।
२ सलक्ष्मणः- लक्ष्मणेन सहितः ।
३ निपादराज.- निपादानां राजा ।
४ चीरवस्त्रधारी- चीरं च वस्त्रं च चीरवस्त्रे, चीरवस्त्रे धारयति इति चीरवस्त्रधारी ।
५ घनुर्धर.- घनुः धारयति इति ।
६ रामलक्ष्मणौ- रामश्च लक्ष्मणश्च ।
७ वनवासः- वने वासः ।
८ चतुर्दशवर्षाणि- चतुर्दश च तानि वर्षाणि च ।
९ पादाभिवन्दनं- पादयोः अभिवंदनम् ।

१० असमत्संतापज– अस्माकं संताप असमत्संताप', असम-त्संतापात् जातम्।
११ सजनम्– जनेन सहितं ।
१२ निर्जनम्– निर्गत जनः यस्मात् ।
१३ राजपुत्र– राज्ञः पुत्रः ।
१४ नदीतीरम्– नद्याः तीरम् ।
१५ भरद्वाजाश्रमः– भरद्वाजस्य आश्रमः ।
द्वंद्व समास = रामलक्ष्मणौ, चीरवस्त्रे ।
द्विगु ,, = चतुर्दशवर्षाणि ।

આ પ્રમાણે નીચે જણાવેલા સમાસોનો વિગ્રહ કરવાનો પ્રયત્ન કરો–

१ सपुत्रः । समित्रः । सवस्त्र । सस्नेहः । सजलः ।
२ मनुष्यराज । पशुपति । वनचरराजः । नक्षत्रेश ।
३ शस्त्रधारी । अग्निधारी । वस्त्रधारी । कुशधारी ।
४ गृहवासः । जलनिवासः । कूपवास । वृक्षनिवासः ।
५ आश्रमवासी – आश्रमे वसति इति ।
६ नगरवासी – नगरे वसति ।
७ वृक्षनिवासी – वृक्षे निवसति ।
८ मनुष्यश्रेष्ठः – मनुष्येषु श्रेष्ठः

—०:०—

# પાઠ ૨૦

## तत्पुरुष-समासः ।

तत्पुरुष- समासना આઠ પ્રકાર છે— १ प्रथमा- तत्पुरुष । २ द्वितीया- तत्पुरुष । ३ तृतीया तत्पुरुष । ४ चतुर्थी तत्पुरुष । ५ पंचमी- तत्पुरुष । ६ षष्ठी- तत्पुरुष । ७ सप्तमी- तत्पुरुष । ८ नञ्तत्पुरुष ।

એના દાખલા જુઓ—

### ( १ ) प्रथमा तत्पुरुषः ।

१ मध्याह्नः- ( मध्यः अह्नः )- બપોરે- મધ્યાહ્ન.
२ मध्यरात्रः ( मध्यः रात्रेः )- મધ્યરાત્રી.
३ प्राप्तजीविकः- ( प्राप्तः जीविकां )- આજીવિકા પામેલો.

### ( २ ) द्वितीया तत्पुरुषः ।

१ ग्रामगत. ( ग्रामं गतः ) ગામ ગયેલો.
२ सुखप्राप्तः - ( सुखं प्राप्तः ) સુખ મેળવેલો.
३ दुःखातीतः- ( दुःखं अतीतः ) ઘણો દુ:ખી.

### ( ३ ) तृतीया तत्पुरुषः ।

१ मातृसदृशः- ( मात्रा सदृशः )- માતા સમાન.
२ पितृसमः- ( पित्रा समः ) - પિતા સમાન.
३ गुडसंमिश्रितः-( गुडेन संमिश्रितः )- ગોળથી ભેળવાયેલું.
४ शस्त्रच्छिन्नः– ( शस्त्रेण छिन्नः ) શસ્ત્રથી છિન્નભિન્ન.

## ( ४ ) चतुर्थी तत्पुरुषः ।

१ यूपदारु- ( यूपाय दारु )-યજ્ઞને માટે સમિધા ( લાકડાં ).
२ मुद्रिकासुवर्ण- ( मुद्रिकायै सुवर्णं )- વીંટીને માટે સોનુ.
३ भूतबलि ( भूतेभ्य बलि )- પ્રાણીઓ માટે અન્ન.

## ( ५ ) पञ्चमी तत्पुरुषः ।

१ सिंहभय ( सिंहात् भय ) સિંહથી ડર.
२ स्वर्गभ्रष्ट ( स्वर्गात् भ्रष्ट )- સ્વર્ગથી પતિત
३ दुःखमुक्त ( दुःखात् मुक्त )- દુઃખથી મુક્ત

## ( ६ ) षष्ठी तत्पुरुषः ।

१ राजपुरुष ( राज्ञ पुरुष ) રાજાનો માણસ
२ वृक्षमूल ( वृक्षस्य मूलं ) ઝાડનુ મૂળ
३ पृथिवीपति ( पृथिव्या पति ) પૃથ્વીનો સ્વામી.
४ धर्मग्रंथ ( धर्मस्य ग्रंथ )- ધર્મનો ગ્રંથ
५ देवपूजक -( देवस्य पूजक )- દેવનો પૂજારી

## ( ७ ) सप्तमी तत्पुरुषः ।

१ व्यवहारधूर्त -( व्यवहारे धूर्त )- વહેવારમા કુશળ.
२ विद्याप्रवीण ( विद्याया प्रवीण ) વિદ્યામા પ્રવીણ
३ कलानिपुण ( कलासु निपुण ) કળાઓમા નિપુણ
४ वाक्पटु ( वाचि पटु ) બોલવામા પ્રવીણ

## ( ८ ) नञ्तत्पुरुषः ।

१ अब्राह्मण ( न ब्राह्मण ) જે બ્રાહ્મણ નહીં તે

२ अविद्वान्- ( न विद्वान )- જે પંડિત નહીં તે

३ अशक्त ( न शक्त ) જે સમર્થ નથી તે.

વાચક આટલા તત્પુરુષ સમાસોનાં રૂપો જોઇને જાણી શકશે કે પ્રત્યય સમાસને વિગ્રહ કરતી વેળા પહેલી, બીજી અને ત્રીજી વિભક્તિઓનાં લાગતા હોવાથીજ ઉપરનાં સમાસોનાં પહેલો તત્પુરુષ, બીજો તત્પુરુષ વિગેરે નામો પડયાં છે.

નઞ્ તત્પુરુષની વેળા નકારનો અર્થ બતાવનાર અક્ષર સમાસનાં પ્રારંભમાંજ લાગે છે.

આટલી વાત ધ્યાનમાં રાખવાથી વાચક તત્પુરુષ સમાસને ઓળખી શકશે હવે થોડું વાચો—

## संस्कृत-वाचन-पाठः ।

राम· सीतां अब्रवीत्- वैदेहि ! सर्वान् नगान् पुष्पितान् पश्य । नरैः अनुपसेवितान् फलपुष्पैः च अवनतान् बिल्वान् भल्लातकान् पश्य। नूनं अत्र वयं शक्ष्याम आजीवितुम्। एष कोकिल कूजति। शिखी तं प्रतिकूजति। पश्य इमं रम्यं चित्रकूटं यस्य काननेषु रंस्यामहे। इति। रम्यं चित्रकूटं आसाद्य तत्र वाल्मीकं अभि-वाद्य उपविविशु·। महर्षिः तान् पूजयामास। ततः राम लक्ष्मणं अब्रवीत्, लक्ष्मण ! रुचिरं आवसथं कुरुष्व इति। लक्ष्मण अपि पर्णशालां चक्रे। राम स्नात्वा देवयजनं अकरोत्, विवेश च पर्णशालां। रम्यं चित्रकूटं, माल्यवतीं नदीं च आसाद्य राघवः ननन्द। पुराविप्रवासस्य दु·ख जहौ च।

રામ સીતાને બોલ્યા– 'હે સીતા ! જો બધા પર્વતો પુષ્પયુક્ત થયા છે. મનુષ્યો વડે ઉપભોગ ન થયાથી ફૂલ અને ફળો વડે લચેલાં બિલ અને ભિલાવનાં વૃક્ષો જો. ખરેખર અહીં આપણે આજીવિકા માટે સમર્થ બનીશું. આ કોયલ બોલે છે.મોર તેને જવાબ આપે છે. જો આ સુંદર ચિત્રકૂટને જોવાં જંગલોમાં ( આપણે ) ભ્રમણ કરીશું.' એવા રમણીય ચિત્રકૂટ પહોંચીને ત્યાં વાલમીકિ ઋષિને પ્રણામ કરીને (તેઓ) બેઠા. મહર્ષિએ તેમની પૂજા કરી. ત્યારે રામ લક્ષ્મણને કહેવા લાગ્યા, 'હે લક્ષ્મણ ! સુંદર ઘર બનાવ.' લક્ષ્મણે પણ પર્ણશાળા બનાવી. રામે સ્નાન કરીને દેવોનો યજ્ઞ કર્યો. અને પર્ણશાળામાં દાખલ થયા. સુંદર ચિત્રકૂટ અને માલ્યવતી નદીએ પહોંચીને રામ આનંદિત થયા. અને ( તેણે ) શહેરથી દૂર હોવાના દુઃખને ત્યજી દીધું

## समासः ।

१ अनुपसेवित--न उपसेवितः । २ फलपुष्पे - फलं च पुष्पं च ।

## वाक्यानि ।

राम सीतामब्रवीत्। अब्रवीद्रामः सीताम् । सीतामब्रवीद्रामः । सीतां रामोऽब्रवीत् । सर्वान्नगान्पुष्पितान्पश्य । पश्य नगान्सर्वान्पुष्पितान् । पुष्पितान्सर्वान्नगान्पश्य । पश्येमं रम्यं चित्रकूटम् । रम्यमिमं चित्रकूटं पश्य ।

—o—

# પાઠ ૨૧

अथ सुमंत्रः दुर्मना भूत्वा, निरानंदां अयोध्यां प्रययौ। अभिधावन्तः सहस्रशः नराः सुमंत्रं अभ्यद्रवन् पृच्छन्तः च "क्व राम" इति। सीतारामलक्ष्मणाः गंगापारं गताः इति विज्ञाय च "हा राम ! हा राम !" इति विचुक्रुशुः। स वातायनगतानां स्त्रीणां च परिदेवनं शुश्राव। राजवेश्म प्रविश्य आतुरं राजानं अपश्यत्। यथोक्तं रामवचनं राजानं प्रणिपत्य प्रत्यवेदयत्। राजा तु तत् श्रुत्वा मूर्च्छितः भूत्वा भूमौ न्यपतत्। सर्वं अन्तःपुरं तदा आविद्धम्। रामे वनं प्रव्राजिते अथ षष्ठीं रजनीं अर्धरात्रे राजा पुनः पूर्वं कृतं दुष्कृतं अस्मरत्। कौसल्यां च अब्रवीत्। देवि ! यदा त्वं अनूढा अभवः अहं च युवराजः। तदा प्रावृट् समयः प्राप्तः अतिसुखे तस्मिन् काले सरयूं नदीं

---

હવે સુમંત્ર દુઃખી બનીને નિરાશ વદને અયોધ્યા તરફ નીકળ્યો. દોડતાં હજારો મનુષ્યો સુમંત્રની પાસે પહોંચ્યાં અને પૂછવા લાગ્યાં કે " ક્યાં છે રામ ? " સીતા, રામ અને લક્ષ્મણ ગંગાને પાર ગયા એમ જાણીને " હા રામ, હા રામ " એમ રડવા લાગ્યાં. તેણે સ્ત્રીઓનું પણ રૂદન સાંભળ્યું. રાજગૃહમાં પ્રવેશ કરીને દુઃખી રાજાને જોયા. જેવું કહ્યું હતું ( તેવું ) રામનું ભાષણ રાજાને પ્રણામ કરીને કહ્યું. રાજા તેને સાંભળી જમીનપર ઢળી પડયો. આખું અંતઃપુર ( રણવાસ ) ત્યારે દુઃખી થયું. રાજાને વનમાં મોકલ્યા પછી છઠ્ઠી ( રાત્રે ) મધ્ય રાત્રિએ રાજાએ પુનઃ અગાઉ કરેલું પાપ- કર્મને યાદ કર્યું અને કૌસલ્યાને બોલ્યા, 'હે દેવિ ! જ્યારે તું કુમારી હતી અને હું યુવરાજ હતો, ત્યારે વર્ષા-

अन्वगाम्। यद् अहं रात्रौ निपाने अभ्यागत महिषं गजं मृग वा हन्तुं लभेय इति। अंधकारे तु तदा वारणस्य इव जले नर्दतः घोषं अशौषम्। तत गजप्रेप्सुः दीप्तं शरं उद्धृत्य अपातयम्। 'तदा कस्य अपि व्यक्ता वाक् प्रादुरासीत् "कथ मद्विधस्य ऋषेः वध विधीयते। न अहं मम जीवितक्षयं अनुशोचामि। अपि तु मातर च पितर च अनुशोचामि।" श्रुत्वा तां करुणां वाच व्यथितस्य मे कराभ्यां सशर चाप भुवि अपतत्। दुर्मना तं देशं गत्वा तत्र इषुणा हत तापसं अपश्यम्। स तापसः मां उवाच। " मम पितु अय आश्रम, इत. स्थानात् एकपदी एव केवलम्। त्वं तत्र गच्छ त प्रसादय च। संकुपित सः त्वां न

---

ઋતુ શરૂ થઇ ઘણુજ સુખદાયક તે કાળે સરયૂનદી પર હુ ગયોઃ (એ માટે) કે પાણી પીવાને માટે આવેલાં ભેંસ, હાથી યા તો મૃગને મારવાને મેળવું. તે વેળા અંધકારમા જળમા હાથીનાં જેવો અવાજ સાભળ્યો પછી હાથીનો શિકાર કરવાની ઇચ્છાવાળા મેં તેજસ્વી બાણુ લઇને છોડયુ. ત્યારે કોઇની પણુ સ્પષ્ટ વાણી મેં સાભળી. " મારા જેવા ઋષિનો વધ શા માટે કરવામા આવે છે ? હું મારા જીવનના નાશ માટે શોક કરતો નથી, પરંતુ માતા અને પિતાને માટે શોક કરૂં છું " તે કરૂણામય વાણી સાભળી, દુઃખી થયેલા મારા હાથોમાથી બાણુસહિત ધનુષ્ય ભૂમિપર પડી ગયું. દુઃખી બની, તે જગ્યાએ જઈને, ત્યા બાણુ વડે મરાયેલા તપસ્વીને જોયો, તે તપસ્વી મને બોલ્યો કે—" મારા પિતાનો આ આશ્રમ આ જગ્યાએથી એકજ ડગ માત્ર છે તું ત્યા જા અને તેને રાજી

# પાઠ ૨૨

शपेत्। मां च विशल्यं कुरु।" ततः अहं बाणं उदहरम्। स तपोधनः सद्यः प्राणान् जहौ। अहं अपि यथा आख्यातं जलपूर्णं घटं आदाय आश्रमपथं गतः। तत्र अहं अपश्यं तस्य वृद्धौ अन्धौ च पितरौ। मम पदशब्दं श्रुत्वा एव मुनिः अभाषत, "किं पुत्र! चिरयसि? आनय क्षिप्रं पानीयम्। कथं न अभिभाषसे!" इति। तदा मया तस्य पुत्रस्य मरणं निवेदितम्। असौ तदा उवाच माम् "नय नौ तं एव देशं तथाविधं पुत्रं द्रष्टुं इच्छावः।" ततः अहं एकं सभार्यं मुनिं तत्र नीत्वा पुत्रं अस्पर्शयम्। तौ पुत्रं स्पृष्ट्वा अस्य शरीरे निपेततुः। स मुनिः शोकसंतप्तः तदा मां आह- "हे राजन्! मे शापात् त्वं एवं पुत्रशोकेनैव कालं गमिष्यसि।" एवं मां शापं दत्वा तत्

કર. ગુસ્સે થતાં તે તને શાપ દેશે નહિ. મને બાણ મુક્ત કર." ત્યારે મેં (તેના શરીરમાંથી) બાણ કાઢયું. તે તપસ્વીએ તેજ પળે પ્રાણ છોડયો. મેં પણ જેમ કહ્યું હતું, પાણીનો ઘડો લઈને આશ્રમનાં રસ્તે ગયો. ત્યારે મેં તેનાં બંને અંધ માતા પિતાને જોયાં. મારો પગનો અવાજ સાંભળીનેજ મુનિએ કહ્યું "લાવ જલદી પાણી. કેમ બોલતો નથી?" ત્યારે મેં તેના પુત્રનું મૃત્યુ કહ્યું." તેણે ત્યારે મને કહ્યું "લઈજા અમને (બંનેને તે દેશ)માં, તેવા (મૃત) પુત્રને જોવાની ઈચ્છા છે." ત્યારે મેં એકલાએ પત્નીસહિત મુનિને ત્યાં લઇ જઇને પુત્રનો સ્પર્શ કરાવ્યો. તેઓ (બંને) પુત્રને સ્પર્શ કરીને તેનાં શરીર પર ઢળી પડયાં. તે મુનિ ત્યારે શોકથી ક્રોધમય ત્યારે મને બોલ્યા-- 'હે રાજા! મારા શાપ વડે તું આ પ્રમાણેજ

मिथुनं स्वर्गं अगात्। अद्य तत् पापं मया इदानीं स्मृतम्। तस्य पापकर्मणः एव अयं विपाकः।

પુત્રશોકથી મરણને પામશે.' આ પ્રમાણે મને શાપ દઈને તે યુગલ સ્વર્ગમાં ગયાં. આજે તે પાપને મેં હવે યાદ કર્યું. આ પાપ કર્મનું જ આ પરિણામ છે.

## समासाः।

द्वंद्वसमास–सीतारामलक्ष्मणाः (सीता च रामश्च लक्ष्मणश्च)

तत्पुरुष—(नञ्तत्पुरुष) = (१) अयोध्या (न योध्या)।
अनूढा (न ऊढा)।

(तृतीया तत्पुरुष) = (१) शोकसंतप्त (शोकेन संतप्तः)।

(पंचमीतत्पुरुष) (१) पुरविप्रवासः = पुरात् वि-प्रवासः।

(षष्ठीतत्पुरुष) = (१) गंगापारः (गगायाः पारः)।
(२) राजवेश्म (राज्ञः वेश्म)।
(३) रामवचनं रामस्य वचनं)।
(४) जीवितक्षय. (जीवितस्य क्षयः)।
(५) पदशब्द. (पादयोः शब्द.)।
(६) पुत्रशोकः (पुत्रस्य शोकः)।
(७) पर्णशाला = पर्णानां शाला।
(८) देवयजनं = देवानां यजन।

(सप्तमीतत्पुरुष) = (१) वातायनगता (वातायने गता)

—::=✦=::—

## પાઠ ૨૩

### बहुव्रीहि-समासः ।

બહુવ્રીહિ સમાસનાં મુખ્ય સાત ભેદ છે. ( १ ) द्विपद बहुव्रीहिः, ( २ ) बहुपद बहुव्रीहिः, ( ३ ) संख्योत्तरपद बहुव्रीहिः, ( ४ ) संख्योभयपद बहुव्रीहिः, ( ५ ) सहपूर्वपद बहुव्रीहिः, ( ६ ) व्यतीहारलक्षणो बहुव्रीहिः, ( ७ ) दिगंतराललक्षणो बहुव्रीहिः ।

દ્વિપદ - બહુવ્રીહિનાં પણ છ ભેદ છે. ઉદાહરણો નીચે આપ્યાં છે—

#### ( १ ) द्वितीया बहुव्रीहिः ।

१ प्राप्तोदकः = प्राप्तं उदकं यं स प्राप्तोदकः ( ग्रामः ) = જે ગામમાં જળ પ્રાપ્ત થયું છે એવું ગામ.

२ आरूढवानरः = आरूढः वानरः यं ( वृक्षं ) स आरूढवानरः ( वृक्षः ) = જે પર વાંદર ચઢયો છે તે ઝાડ.

#### ( २ ) तृतीया बहुव्रीहिः ।

१ निर्जितकामः = निर्जितः कामः येन स निर्जितकामः ( शंकरः ) જેણે કામ જીત્યો તે.

२ प्राप्तविद्यः = प्राप्ता विद्या येन । = જેણે વિદ્યા મેળવી છે તે.

३ जितशत्रुः = जिताः शत्रवः येन । = જેણે શત્રુને હરાવ્યા છે તે.

#### ( ३ ) चतुर्थी बहुव्रीहिः ।

१ उपनीतभोजनः = उपनीतं भोजनं यस्मै । = પાસે રાખ્યું છે, ભોજન જેને માટે.

मिथुनं स्वर्गं अगात्। अद्य तत् पापं मया इदानीं स्मृतम्। तस्य पापकर्मणः एव अयं विपाकः।

---

પુત્રશોકથી મરણને પામશો.' આ પ્રમાણે મને શાપ દઇને તે યુગલ સ્વર્ગમાં ગયાં. આજે તે પાપને મેં હવે યાદ કર્યું. આ પાપ કર્મનું જ આ પરિણામ છે.

## समासाः।

द्वंद्वसमास–सीतारामलक्ष्मणाः (सीता च रामश्च लक्ष्मणश्च)

तत्पुरुष—(नञ्तत्पुरुष) = (१) अयोध्या (न योध्या)।
अनूढा (न ऊढा)।

(तृतीया तत्पुरुष) = (१) शोकसंतप्त (शोकेन संतप्तः)।

(पंचमीतत्पुरुष) (१) पुरविप्रवासः = पुरात् वि-प्रवासः।

(षष्ठीतत्पुरुष) = (१) गंगापारः (गंगायाः पारः)।
(२) राजवेश्म (राज्ञः वेश्म)।
(३) रामवचनं रामस्य वचनं)।
(४) जीवितक्षयः (जीवितस्य क्षयः)।
(५) पदशब्दः (पादयोः शब्दः)।
(६) पुत्रशोकः (पुत्रस्य शोकः)।
(७) पर्णशला = पर्णानां शाला।
(८) देवयजनं = देवानां यजन।

(सप्तमीतत्पुरुष) = (१) वातायनगता (वातायने गता)

—:=:—

# પાઠ ૨૩

## बहुव्रीहि–समासः ।

બહુવ્રીહિ સમાસનાં મુખ્ય સાત ભેદ છે. ( १ ) द्विपद बहुव्रीहिः, ( २ ) बहुपद बहुव्रीहिः, ( ३ ) संख्योत्तरपद बहुव्रीहिः, ( ४ ) संख्योभयपद बहुव्रीहिः, ( ५ ) सहपूर्वपद बहुव्रीहिः, ( ६ ) व्यतीहारलक्षणो बहुव्रीहिः, ( ७ ) दिगंतराललक्षणो बहुव्रीहिः ।

દ્વિપદ- બહુવ્રીહિનાં પણ છ ભેદ છે. ઉદાહરણો નીચે આપ્યાં છે–

### ( १ ) द्वितीया बहुव्रीहिः ।

१ प्राप्तोदकः = प्राप्तं उदकं यं सः प्राप्तोदकः ( ग्रामः ) = જે ગામમાં જળ પ્રાપ્ત થયું છે એવું ગામ.

२ आरूढवानरः = आरूढः वानरः यं (वृक्षं ) स आरूढवानरः ( वृक्षः ) = જે પર વાંદર ચઢયો છે તે ઝાડ.

### ( २ ) तृतीया बहुव्रीहिः ।

१ निर्जितकामः = निर्जितः कामः येन स निर्जितकामः ( शंकरः ) જેણે કામ જીત્યો તે.

२ प्राप्तविद्यः = प्राप्ता विद्या येन । = જેણે વિદ્યા મેળવી છે તે.

३ जितशत्रुः = जिताः शत्रवः येन । = જેણે શત્રુને હરાવ્યા છે તે.

### ( ३ ) चतुर्थी बहुव्रीहिः ।

१ उपनीतभोजनः = उपनीतं भोजनं यस्मै । = પાસે રાખ્યું છે, ભોજન જેને માટે.

२ उपहृतधान्यः = उपहृतं धान्यं यस्मै । = આણ્યું છે અનાજ જેને માટે.

## ( ४ ) पंचमी बहुव्रीहिः ।

१ निष्क्रान्तजन. = निष्क्रान्तः जनः यस्मात् । = ચાલી નીકળ્યા છે મનુષ્યો સુધાં જ્યાંથી ( તે ગામ )

२ उद्धृतौदन = उद्धृत ओदनः यस्मात् । = કાઢી લઈ લીધો છે ભાત જેમાંથી ( તે વાસણ )

३ समाप्तजल. = समाप्तं जलं यस्मात् । = ખલાસ પુરૂં થયું છે પાણી જેમાંથી ( એવો કુવો )

## ( ५ ) षष्ठी बहुव्रीहिः ।

१ शुक्लपटः = शुक्लः पटः यस्य । = શુભ્ર છે વસ્ત્ર જેનું.

२ नीलांबर = नीलं अम्बरं यस्य । = આસમાની ( નીળું ) છે વસ્ત્ર જેનું.

३ लंबकर्ण. = लंबौ कर्णौ यस्य । = લાંબા છે કાન જેના ( તે ગધેડો )

## ( ६ ) सप्तमी बहुव्रीहिः ।

१ वीरपुरुष. = वीराः पुरुषाः यस्मिन् । = वीर છે પુરૂષો જેનાં ( એવું ગામ )

२ संचितजलं = संचितं जलं यस्मिन् = એકઠું કર્યું છે પાણી જેમાં ( એવું પાત્ર )

३ बहुजनः = बहवः जना यस्मिन् । = ઘણાં છે લોકો જેમાં ( એવું નગર )

આ " द्विपद्-बहुव्रीहि " નાં ઉદાહરણો છે. બહુવ્રીહિની વિલક્ષણતા એ છે કે જે પદો તે સમાસમાં આવેલાં છે તેનાથી ભિન્નજ બીજા પદાર્થની સમજ તે શબ્દોથી પડે છે. જેમકે " पीतांबरः " શબ્દ = ( पीतं अंबरं यस्य ) ( पीत ) પીળું છે, ( अंबरं ) વસ્ત્ર જેનું તે પુરુષ ( કૃષ્ણ, વિષ્ણુ વી. ) પીતાંબર શબ્દ થી સમજાય છે.

આ લક્ષણ વાંચક યાદ રાખે અને પૂર્વોક્ત સમાસોને ઓળખવાની કોશીષ કરે.

## સંધિ કરેલાં વાક્યો

नरैरनुपसेवितान्फलपुष्पैश्चावनतान् बिल्वान्भल्लातकान्पश्य । नूनमत्र वयं शक्ष्यामाजीवितुम् । एष कोकिलः कूजति । शिखी तं प्रतिकूजति । पश्येमं रम्यं चित्रकूटं यस्य काननेषु रंस्यामहे। इति । रम्यं चित्रकूटमासाद्य तत्र वाल्मीकमभिवाद्योपविविशुः ।

નીચે લખેલા સમાસોનો વિગ્રહ કરો—

द्वंद्वसमास- फलपुष्पे ।
नञ्तत्पुरुष- असेवितः ।
तृतीयातत्पुरुष- हरिकृतः ।
चतुर्थीतत्पुरुष- अनहितम् ।
पञ्चमीतत्पुरुष- पुरविप्रवासः ।

-o=o-

## પાઠ ૨૪

હવે અન્ય બહુવ્રીહિઓના ઉદાહરણ અહીં આપ્યાં છે—

### बहुपद-बहुव्रीहिः समासः ।

પૂર્વોક્ત દ્વિપદ બહુવ્રીહી સમાસમાં માત્ર બેજ પદો હોય છે. પરંતુ એમાં બેથી વધુ પદો હોય છે, અને એનાથી પણ સમાસમાં દેખાતા પદો વડે તેનાથી બીજી વસ્તુનો બોધ થાય છે. જેવી રીતે–

१ पराक्रमोपार्जितसम्पत् = पराक्रमेण उपार्जिता संपद् येन सः पराक्रमोपार्जितसंपत् = પરાક્રમથી મેળવી છે સંપત્તિ જેણે તે (પરાક્રમી શૂર પુરુષ)

२ बाहुबलनिर्जितशत्रुः = बाहुबलेन निर्जिताः शत्रवः येन सः बाहुबलनिर्जितशत्रुः = સ્વબાહુબળ વડે પરાજીત કર્યા છે શત્રુ જેણે તે (બળવાન મનુષ્ય)

३ अन्यायोपार्जितधनः = अन्यायेन उपार्जितं धनं येन सः अन्यायोपार्जितधनः = અન્યાયના માર્ગથી ધન પ્રાપ્ત કર્યું છે જેણે તે (પાપી પુરુષ)

આ પ્રમાણે બીજાં ઉદાહરણો અગાઉ મુજબજ સમજવાં જોઇએ. આશા છે. કે આ મુજબ આ સમાસને વાંચક ઓળખી લેશે. એમાં બે શબ્દોથી વધુ શબ્દો પણ રહે છે અને બધા શબ્દો વડે બીજાજ પદાર્થનો અર્થ નીકળે છે.

### संख्योत्तरपद-बहुव्रीहिः समासः ।

આ સમાસમાં બીજું પદ સંખ્યાવાચક હોય છે. એનું ઉદાહરણ જુઓ—

१ उपदशाः = उप समीपे दशानां सन्ति ये ते उपदशाः। = સમીપ દશ ( પુરુષો ) છે જે તેને ઉપદશ કહે છે.

આ પ્રમાણે " २ उपविंश, ३ उपशत " બીજા સંખ્યોત્તરપદ બહુવ્રીહિ સમાસ બને છે. એનાં વાદ જુઓ—

## संख्योभयपद बहुव्रीहिः ।

એમાં બંને પદો સંખ્યાવાચકજ રહે છે, જેમકે—

१ द्वित्राः = द्वौ वा त्रयो वा = ( બે કે ત્રણ )

२ द्विदशाः = द्विरावृत्ता दश = ( બે વાર દશ )

આ પ્રમાણે આ બહુવ્રીહિ સમાસ થાય છે. એનાં બંને શબ્દ સંખ્યાવાચક હોય છે. આ કારણે એની ઓળખ અતિસરળ છે. હવે જુઓ—

## सहपूर्वपद-बहुव्रीहिः ।

આ બહુવ્રીહિમાં " सह " સાથે, આ અર્થવાળા શબ્દ પ્રથમ સ્થાનમાં રહે છે; જેમકે—

१ समूलः = मूलेन सह वर्तते इति समूलः = મૂળની સાથે રહેનારા.

२ सपुत्रः = पुत्रेण सह वर्तते इति = પુત્ર સાથે રહે છે જે.

३ सकेशः = केशैः सह भवति इति = વાળની સાથે હોય છે જે.

४ सखड्गः = खड्गेन सह अस्ति इति = તરવારની સાથે હોય છે જે.

આ આવા પ્રકારનાં સમાસો અતિસુગમ છે, કારણ કે એની શરૂઆતમાં 'स' અને 'सह' એવા શબ્દો આવે છે. હવે જુઓ.

## व्यतिहारलक्षणः बहुव्रीहिः ।

એમાં ઉલટ, પુલટ, ફેમ અથવા બદલાનો ભાવ રહે છે. દાખલા તરીકે—

१ केशाकेशि = केशेषु केशेषु गृहीत्वा यत् युद्धं प्रवृत्तं तत् केशाकेशि । = વાળ પકડીને જે યુદ્ધ થાય છે તે કેશાકેશિ છે.

२ दण्डादण्डि = दण्डैः दण्डैः प्रहृत्य यत् युद्धं प्रवृत्तं तत् दण्डादण्डि = લાઠીઓ અને સોટીઓના પ્રહાર કરી જે યુદ્ધ થયું તેનું નામ દણ્ડાદણ્ડી છે.

હવે એક બહુવ્રીહિ શેષ છે તેનું નામ છે—

## दिगन्तराललक्षणः बहुव्रीहिः ।

એમાં દિશાઓનો અવકાશ બતાવવામાં આવ્યો છે, જેમકે—

दक्षिणपूर्वा = दक्षिणस्याः पूर्वस्याश्च दिशोः यत् अंतरालं सा दक्षिणपूर्वा । = દક્ષિણ અને પૂર્વ દિશાઓમાં જે અવકાશ છે તેનું નામ 'દક્ષિણપૂર્વા' છે.

આ સર્વ સમાસો સરળ છે, અને વાચક જો આ પાઠનો અભ્યાસ વિચાર અને મનનપૂર્વક કરશે તો તેને બહુવ્રીહિ સમાસનું જ્ઞાન આટલાંથી સારી પેઠે થઇ શકે છે, અને તેને કંઇ પણ મુશ્કેલી રહેશે નહિ.

સંસ્કૃત ભાષામાં બહુવ્રીહિ સમાસનો ઉપયોગ સારી પેઠે થાય

છે. પ્રયોગની દૃષ્ટિથી તત્પુરૂષ સમાસ અને બહુવ્રીહિ સમાસજ ખાસ કરીને વપરાય છે માટે વાચકોએ એ સમાસનો સારી પેઠે અભ્યાસ કરવો.

## સંધિ કરેલાં વાક્યો.

महर्षिस्तान्पूजयामास। ततो रामो लक्ष्मणमब्रवीत् 'लक्ष्मण! रुचिरमावसथं कुरुष्वेति'।

लक्ष्मणोऽपि पर्णशालां चक्रे। रामः स्नात्वा देवयजनमकरोत्। विवेश च पर्णशालाम्। रम्यं चित्रकूटं, माल्यवतीं नदीं चासाद्य राघवो ननन्द। पुरविप्रवासस्य दुःखं जहौ च।

अथ सुमन्त्रो दुर्मना भूत्वा, निरानन्दामयोध्यां प्रययौ। अभिधावन्तः सहस्रशो नराः सुमंत्रमभ्यद्रवन्, पृच्छन्तश्च 'क राम' इति।

सीतारामलक्ष्मणौ गंगापारं गता इति विज्ञाय च 'हा राम! हा राम!' इति विचुक्रुशुः।

स वातायनगतानां स्त्रीणां च परिदेवनां शुश्राव।

# પાઠ ૨૫

આ પાઠમાં પૂર્વ પાઠમાં આપેલી રામાયણની કથાનું સંધિયુકત સરળ સંસ્કૃત આપવામાં આવ્યું છે. જો વાંચકોએ પૂર્વપાઠો સારી પેઠે કર્યા હશે તેને આ પાઠ સમજવામાં ખાસ મુશ્કેલી નડશે નહિં.

( २ )

अभियाय च तामिंगुदीवृक्षं सभार्यः सलक्ष्मणो रामो रथादवातरत्। तत्र गुहो नाम निषादराजस्तस्य सखाऽऽसीत्। सोऽपि राममागतं श्रुत्वाऽमात्यैर्वृद्धैश्च परिवृतस्तत्र राममुपगतः। चीरवस्त्रधारी रामः सायंसंध्यां तत्रोपास्य लक्ष्मणेनानीतं केवलं जलमेव भोजनार्थमाददे। वृक्षमाश्रित्य तत्रैव लक्ष्मणस्तस्थौ। धनुर्धरो गुहोऽपि सूतेन सह तत्रैव स्थितः। प्रभातायां शर्वर्यां राम उवाच— "तराम जाह्नवीं" इति। रामलक्ष्मणौ सीतया सह गंगां जग्मतुः। प्राञ्जलिः सूतो धर्मज्ञं राममुवाच- "किमहमिदानीं करवाणि" इति। रामस्तं प्रत्युवाच- "राजानमभिवाद्य ब्रूयाः। नाहं न च लक्ष्मणोऽनुशोचति वनवासम्। चतुर्दशवर्षेषु निवृत्तेषु नः सर्वान् पुनरागतान्द्रक्ष्यसे" इति॥

"हे सुमन्त्र! राजानं मातरं कैकेयीमन्याश्च देवीः पुनः पुनरुक्त्वा, अथ कौसल्यां सीताया मम लक्ष्मणस्य च वचनादारोग्यं पादाभिवंदनं च ब्रूहि। कथय च। नाभिभविष्यति त्वां दुःखमस्मत्संतापजम्। भरतश्चापि वक्तव्यो "यथा राजनि

वर्तसे तथा सर्वासु मातृष्वविशेषतो वर्तेथाः ।" एवं सूतं पुनः पुनः सांत्वयित्वा, पश्चाद्गुहं वचनमब्रवीत्- "हे गुह ! इदानीं सजने वने मे वासो न योग्यः। निर्जने वने वासोऽवश्यं कर्तव्यः। अत आनय न्यग्रोधक्षीरम्" इति । गुहश्च राजपुत्राय तत् क्षिप्रं क्षीरमुपाहरत् । रामोऽपि तेन जटा अकरोत्। नदीतीरे स्थितां नावं दृष्ट्वा तत्र पूर्वं सीतामारोप्य, ततः स्वयं सलक्ष्मणः आरुरोह । ततः सा शुभा नौका शीघ्रं सलिलमत्यगात् । अन्यं तीरं संप्राप्य ते सर्वे नावं हित्वा प्रातिष्ठन्त । रामस्तदा लक्ष्मणमाह-" सौमित्रे ! त्वमग्रतो गच्छ, सीता त्वामनुगच्छतु । अहं सीतामनुपालयन् पृष्ठतो गच्छामि। अस्माभिरन्योऽन्यस्य रक्षा कर्तव्या । वनवासस्य दुःखं वैदेह्यद्य वेत्स्यति ।"

रामस्तां रात्रीं भरद्वाजाश्रमे सुखमवसत् । प्रातरुत्थाय महर्षिमभिवाद्य तावग्रे जग्मतुः । महर्षिश्च तेषां स्वस्त्ययनं चकार। तान्राज्ञ औरसान्पुत्रान्प्रस्थितान्प्रेक्ष्य, चित्रकूटस्य रम्यं पंथानमादिश्य, महर्षिन्र्यवर्तत। कालिन्दीं नदीमासाद्य सद्यःस्तिर्तीर्षवश्चिन्तामापेदिरे ततस्तौ रामलक्ष्मणौ काष्ठसंघाटं सुमहाप्लवं चक्रतुः। लक्ष्मणः सीतायाः सुखमासनं चकार। तत्र रामो लज्जमानां तां सीतां प्लवं प्रथममध्यारोपयत् । पश्चात्स्वयं लक्ष्मणेन सहारुह्य, प्लवमुत्सृज्य, अग्रेऽगच्छन् ।

( २ )

रामः सीतामब्रवीत्- " वैदेहि ! सर्वान्नगान्पुष्पितान्पश्य । नरैरनुपसेवितान्फलपुष्पैश्चावनतान्बिल्वान्भल्लातकान्पश्य। नून-

घनः सद्यः प्राणाजहौ । अहमपि यथाख्यातं जलपूर्णं घटमादा- याश्रमपथं गतः । तत्राहमपश्यं तस्य वृद्धावन्धौ च पितरौ । मम पदशब्दं श्रुत्वैव मुनिरभाषत- " किं पुत्र ? चिरयसि ? आनय क्षिप्रं पानीयम् । कथं नाभिभाषसे ? इति ।" तदा मया तस्य पुत्रस्य मरणं निवेदितम् । असौ तदोवाच माम् । " नय नौ तमेव देशं तथाविधं पुत्रं द्रष्टुमिच्छावः । " ततोऽहमेकः सभार्यं मुनिं तत्र नीत्वा पुत्रमस्पर्शयम् । तौ पुत्रं स्पृष्ट्वाऽस्य शरीरे निपततुः । स मुनिः शोकसंतप्तस्तदा मामाह-" हे राजन् ! मे शापात्त्वमेव पुत्रशोकेनैव कालं गमिष्यसि । " एवं मां शापं दत्वा तन्मिथुनं स्वर्गमगात् । अद्य तत्पापं मयेदानीं स्मृतम् । तस्य पापकर्मण एवायं विपाकः । "

વાચકે એનો અભ્યાસ ધ્યાનપૂર્વક કરવો અને કંઇ મુશ્કેલી નડે તો પૂર્વપાઠો તપાસવા.

समासाः ।

१ दुर्मना- दुःखितं मनः यस्य ।
२ निरानंदा- आनन्देन रहिता ।
३ सीतारामलक्ष्मणाः- सीता च रामश्च लक्ष्मणश्च ।
४ रामवचन- रामस्य वचनम् ।
५ जीवितक्षय - जीवितस्य क्षय ।
६ विशल्य- विगतं शल्यं यस्मात् ।
७ जलपूर्ण- जलेन पूर्णम् ।
८ आश्रमपथ- आश्रमस्य पथः ।
९ शोकसंतप्त- शोकेन संतप्तः ।

—:०:—

# પાઠ ૨૭

## कर्मधारय-समासः ।

કર્મધારય- સમાસના સાત પ્રકારો છે. એનાં નામો અને દાખલાઓ નીચે આપ્યા છે—

### (१) विशेषणपूर्वपद-कर्मधारयः ।

એમાં પહેલું પદ વિશેષણ હોય છે અને બીજું પદ વિશેષ્ય હોય છે, જેમકે—

१ कृष्णसर्पः -( कृष्णश्च असौ सर्पश्च )– કાળો સાંપ.

२ नीलवस्त्रं -( नीलं च तत् वस्त्रं च )– નીલું વસ્ત્ર.

३ उष्णजलं -( उष्णं च तत् जलं च )– ગરમ પાણી.

४ शीतोदकं -( शीतं च तत् उदकं च )– ઠંડુ પાણી

અહીં અનુક્રમે " कृष्ण, नील, उष्ण, शीत " એ શબ્દો ગુણ-બોધક હોવાથી વિશેષણ છે અને અનુક્રમે " सर्प, वस्त्र, जल, उदक " એ શબ્દોનો ગુણ બતાવે છે, માટે એ વિશેષ્યો છે. આ પ્રમાણે એ સમાસોને ઓળખવા અતિસરળ છે

### (२) विशेष्यपूर्वपद- कर्मधारयः ।

અગાઉ જણાવેલા સમાસોની વિરૂદ્ધ અવસ્થા આમાં હોય છે. એમાં વિશેષ્ય પ્રથમ હોય છે અને વિશેષણ પછી આવે છે. અર્થાત્ પહેલો શબ્દ વિશેષ્ય અને બીજું વિશેષણ હોય છે અને વિશેષણ શબ્દ પહેલા શબ્દની નીંદા કરવાને માટે તત્પર હોય છે, જેમકે—

१ वीरभीतः ( वीरश्चासौ भीतश्च )– વીર બનીને ગભરાયેલો.
२ धनेशार्थहीनः -( धनेशश्च असौ अर्थहीनश्च )– ધનેશ હોવા છતાં પણ અર્થહીન.

આ ઉદાહરણો છે. એમાં બીજા શબ્દ વડે પહેલાની નીંદા થઈ છે.

## ( ३ ) विशेषणोभयपद-कर्मधारयः ।

એમાં બંને શબ્દો વિશેષણજ છે, જેમકે—

१ शीतोष्णं ( शीतं च तत् उष्णं च ) ઠંડુ અને ગરમ.

२ कृष्णशुक्लः -( कृष्णश्च असौ शुक्लश्च )– કાળા અને શુભ્ર.

આ પ્રમાણે આ સમાસોનાં ઉદાહરણો છે. એમાં બધા શબ્દો વિશેષણરૂપ હોવાથી એની ઓળખાણ સરળ છે.

## ( ४ ) उपमानपूर्वपद-कर्मधारयः ।

અહીં ઉપમા બતાવનારા શબ્દો પ્રથમ સ્થાને હોય છે. દાખલા તરીકે—

१ शंखपांडुरः -( शंखवत् पांडुरः ) શંખ ના જેમ શ્વેત.
२ घनश्यामः -( घन इव श्यामः )- મેઘનાં જેમ શ્યામ.
३ मेघश्यामः -( मेघ इव श्याम )- „ „ „

અહીં પહેલો શબ્દ ઉપમાદર્શક છે અને બીજો ગુણબોધક છે.

—०:०—

# પાઠ ૨૮

## ( ૫ ) उपमानोत्तरपद-कर्मधारयः ।

આ સમાસમાં ઉપમાદર્શક શબ્દ બીજા સ્થાનમાં આવે છે; જેમકે—

१ पुरुषव्याघ्रः -( पुरुषः व्याघ्र इव )- વાઘની સમાન પુરુષ.
२ नरसिंहः ( नरः सिंह इव )- સિંહના જેવો નર.

આ પ્રકારનાં સમાસોમાં ઉપમાદર્શક શબ્દ બીજા સ્થાનમાં આવે છે. અહીં પાઠકે પૂર્વ સમાસની સાથે એનો ફરક તપાસવો અને તે યાદ રાખવો.

## ( ६ ) संभावनापूर्वपद-कर्मधारयः ।

એનાં ઉદાહરણો--

१ गुणबुद्धिः -( गुण इति बुद्धिः )- ગુણ જેવી બુદ્ધિ ।
२ पुत्रग्रहणं ("पुत्र इति ग्रहणं )- પુત્ર માનીને ગ્રહણ કરવો.

## ( ७ ) अवधारणापूर्वपद-कर्मधारयः ।

એનાં ઉદાહરણો--

१ विद्याधनं -( विद्या एव धनं ) વિદ્યા એજ ધન છે.
२ सुहृद्बन्धुः -( सुहृत् एव बन्धुः )- મિત્ર એજ ભાઈ છે.

આટલાં ઉદાહરણો અને આટલા ભેદો જોવાથી વાંચકોને આ વાત ખ્યાલમાં આવી ગઇ હશે કે અર્થ અનુસારજ સમાસ બને છે અને અર્થના અનુસારજ સમાસોની ઓળખાણ થાય છે. જો કોઈને

'વિદ્યાધન' ના અર્થનું જ્ઞાન ન હોય તો તે આ સમાસને સમજી શકશે નહિ અર્થાત્ વાચક સંસ્કૃત ભાષાની અન્દર જેમ જેમ પ્રવેશ કરશે તેમ તેમ તેણે સમાસોમાં વધારે ને વધારે જ્ઞાન થશે વાચકે અહીં યાદ રાખવું જરૂરી છે, કે આ વાત એક બીજા પર નિર્ભર છે અર્થાત્ સમાસોનું જ્ઞાન થવાથી અર્થજ્ઞાન આવે છે, અને અર્થજ્ઞાન થવાથી સમાસોને છૂટા પાડવાની ક્રીયા સમજી શકાય છે

હવે આ પાઠમાં નીચે લખેલા શ્લોકો વાંચો-

स्कंद उवाच-

मातरो हि भवत्यो मे भवतीनामहं सुतः ।
उच्यतां यन्मया कार्यं भवतीनामथेप्सितम् ॥१८॥

( म. भारत. वन, २३० )

अन्वय - हि भवत्य मे मातर, अहं भवतीना सुत । अथ भवतीना ईप्सित मया यत् कार्य उच्यताम् ॥

અર્થ— કેમકે આપ મારી માતાઓ છો હું આપનો પુત્ર છું આપને ( ईप्सित ) ઈષ્ટ જે કાર્ય મારે કરવું છે તે કહો

इन्द्रो दधाति भूतानां बलं तेजः प्रजाः सुखम् ।
तुष्टः प्रयच्छति तथा सर्वान्कामान्सुरेश्वरः ॥१६॥

( म. भारत. वन २२९ )

अन्वय - इन्द्र भूताना बल तेज. सुख प्रजा दधाति । तथा तुष्ट सुरेश्वर सर्वान् कामान् प्रयच्छति ॥

**અર્થ**— ઇન્દ્ર પ્રાણીમાત્રને માટે બળ, તેજ, સંતાન, સુખ ધારણ કરે છે. તથા તેજ દેવોના ઇશ્વર ઇન્દ્ર સંતુષ્ટ થાય તો બધા મનોરથો પૂર્ણ કરે છે.

**ब्रह्म क्षत्रेण संसृष्टं क्षत्रं च ब्रह्मणा सह ।**
**उदीर्णे दहतः शत्रून्वनानीवाग्निमारुतौ ॥१०॥**

**( म. भारत. वन. २६ )**

अन्वयः- ब्रह्म क्षत्रेण संसृष्टं, क्षत्रं च ब्रह्मणा सह ( संमिलितं ), उदीर्णे शत्रून् दहतः, अग्निमारुतौ वनानि इव ॥

**અર્થ**— (ब्रह्म) બ્રાહ્મણ લોકો (क्षत्रेण) ક્ષત્રિય લોકોની સાથે અને ક્ષત્રિય લોકો બ્રાહ્મણોની સાથે મળે તો એ બંને (उदीर्णे) જ્વલંત બનીને શત્રુઓને એવાતો બાળે છે કે, જાણેકે અગ્નિ અને વાયુ મળીને વનને બાળે છે.

અહીં અગ્નિ શબ્દ બ્રાહ્મણનું તેજ અને વાયુ શબ્દ ક્ષત્રિયના બળને બતાવનારો છે. વેદમંત્રોમાં અગ્નિ-દેવતાના મંત્રોથી બ્રાહ્મણોનાં વર્ણન અને વાયુ-દેવતાના મંત્રોથી ક્ષત્રિયોનાં વર્ણન આપ્યાં છે.

**समासाः ।**

सुरेश्वरः –( सुराणां ईश्वरः )– દેવોના રાજા
अग्निमारुतौ – अग्निश्च मारुतश्च ।
संसृष्टं – सम्यक् सृष्टं ।

–:०:–:०–

# પાઠ ૨૯

## अव्ययीभाव-समासः ।

અવ્યયીભાવ સમાસનાં બે પ્રકાર છે એકનું નામ (१) नामपूर्वपद अव्ययीभाव સમાસ અને (२) બીજાને अव्यय पूर्वपद अव्ययीभाव સમાસ કહે છે. દાખલા તરીકે -

### ( १ ) नामपूर्वपद-अव्ययीभाव समासः ।

આ સમાસમાં પહેલું પદ નામ હોય છે અને બીજુ અવ્યય હોય છે.

( १ ) फलप्रति -( फलस्य मात्रा ) ફળનો અંશ ( ભાગ )

( २ ) शाकप्रति -( शाकस्य मात्रा ) શાકનુ પ્રમાણ

આ સમાસોમાં પહેલુંપદ- " फल " અથવા " शाक " એ નામ છે, માટે એ સમાસોનું એવું નામ પડયુ છે.

### ( २ ) अव्ययपूर्वपद-अव्ययीभाव-समासः ।

આ સમાસમાં પહેલુ' પદ અવ્યય હોય છે અને બીજું' નામ હોય છે. એનાં ઉદાહરણો—

१ उपकुम्भं -( कुंभस्य समीपे वर्तते इति )- કુંભની પાસે રહે છે.

२ यथाक्रमं -( क्रम अनतिक्रम्य वर्तते इति )- ક્રમ છોડયા વગર રહે છે.

३ अनुवनं -( वनस्य समीपं इति ) વનની પાસે રહે છે.

આ સમાસ સંસ્કૃતભાષામાં ઘણોજ પ્રચલિત છે. અને વારંવાર એનો પ્રયોગ થાય છે. ઓળખવા માટે એ અત્યંત સહેલો છે. વાંચક થોડું પણ ધ્યાન આપશે તો, તેને ઓળખી શકશે.

હવે આ પાઠમાં નીચે લખેલા શ્લોકોનો અભ્યાસ કરો—

वैशम्पायन उवाच—

**निहते राक्षसे तस्मिन्पुनर्नारायणाश्रमम् ।**
**अभ्येत्य राजा कौन्तेयो निवासमकरोत्प्रभुः ॥१॥**

( म. भारत. वन. १५९ )

संस्कृत टीका- तस्मिन् राक्षसे असुरे निहते निःशेषेण हते, पुन पश्चात् कौन्तेयः कुंतीनंदन प्रभुः राजा युधिष्ठिरः नारायणाश्रमं नारायणस्य आश्रमं प्रति अभ्येत्य आगत्य तत्रैव निवासं वास्तव्यं अकरोत् ।

**स समानीय तान्सर्वान्भ्रातॄनित्यब्रवीद्वचः ।**
**द्रौपद्या सहितान् काले संस्मरन्भ्रातरं जयम् ॥२॥**

संस्कृत टीका- स तान् सर्वान् निखिलान् भ्रातृन् द्रौपद्या सहितान् द्रौपद्या युक्तान् बंधून् समानीय सम्यक् आनीय काले समये भ्रातर जयं विजयं अर्जुनं संस्मरन् इति वच अब्रवीत् ।

—०—

## પાઠ ૩૦

समाश्चतस्रोऽभिगताः शिवेन चरतां वने ।
कृतोद्देशः स बीभत्सुः पंचमीमभितः समाम् ॥३॥

संस्कृत टीका– शिवेन सुखेन वने चरतां विचरतां अस्माकं चतस्रः समाः अभिगताः चत्वारि वर्षाणि व्यतीतानि । सः बीभत्सुः अर्जुनः पंचमीं समां पंचमं संवत्सरं वर्षं अभितः सर्वतः कृतोद्देशः, कृतः उद्देशः येन सः, पंचमे वर्षे आगमिष्यामि इति अर्जुनेन उक्तं अस्ति इति आशयः ।

प्राप्य पर्वतराजानं श्वेतं शिखरिणां वरम् ।
पुष्पितैर्द्रुमषण्डैश्च मत्तकोकिलषट्पदैः ॥४॥
मयूरैश्चातकैश्चापि नित्योत्सवविभूषितम् ।
व्याघ्रैर्वराहैर्महिषैर्गवयैर्हरिणैस्तथा ॥५॥
श्वापदैर्व्यालरूपैश्च रुरुभिश्च निषेवितम् ।
फुल्लैः सहस्रपत्रैश्च शतपत्रैस्तथोत्पलैः ॥६॥
प्रफुल्लैः कमलैश्चैव तथा नीलोत्पलैरपि ।
महापुण्यं पवित्रं च सुरासुरनिषेवितम् ॥७॥
तत्रापि च कृतोद्देशः समागमदिदृक्षुभिः ।
कृतश्च समयस्तेन पार्थेनामिततेजसा ॥८॥
पंचवर्षाणि वत्स्यामि विद्यार्थीति पुरा मयि ।
अत्र गांडीवधन्वानमवाप्तास्त्रमरिंदमम् ॥९॥

देवलोकादिमं लोकं द्रक्ष्यामः पुनरागतम् ।
इत्युक्त्वा ब्राह्मणान्सर्वानामन्त्रयत पांडवः ॥१०॥

( म. भा. वन. अ. १५८ )

पुष्पिते द्रुमपण्डे द्रुमाणा वृक्षाणा पण्डे खंडे मत्तकोकिल-षट्पदे मत्ते कोकिले षट्पदे भ्रमरे मयूरे चातके एते पक्षिभि नित्योत्सवविभूषिते नित्योत्सव इव विभूषिते शोभित, व्याघ्रे वराहे सूकरै महिषै गवयैः हरिणे तथा अन्यै व्याल रूपै भयानके श्वापदै पशुभि रुरुभि रुरुनामके मृगविशेषे निषेवित नि शेषेण यथा भवति तथा सेवितं, फुल्ले उत्फुल्ले प्रफुल्ल सहस्रपत्रे शतपत्र उत्पले कमले प्रफुल्लैः कमले च तथा एव नीलोत्पले नीलकमल युक्त सुरासुरनिषेवित सुरे असुर च निषेवित, पवित्रं शुद्धं, महापुण्य अतिपुण्यकर, शिखरिणा शिखर युक्ताना पर्वताना वरं श्रेष्ठ, श्वेतं शुभ्रं, पर्वतराजान पर्वताना राजान हिमाचल प्राप्य समागमदिदृक्षुभि समागम द्रष्टुं इच्छद्भि तत्र अपि कृतोद्देश कृतवास, अर्जुनस्य समागमं दिदृक्षुभि अस्माभि अत्र एव वास कर्तव्य तेन अमिततेजसा अपरिमिततेजसा पार्थेन पृथापुत्रेण अर्जुनेन पुरा मयि समय निश्चय कृत यत विद्यार्थी भूत्वा पञ्च वर्षाणि वत्स्यामि इति । अत्र एव देवलोकान् इमं भूलोक पुन आगत अरिन्दम शत्रु-नाशनं अवाप्तास्त्र प्राप्तास्त्रं गाडीवधन्वान अर्जुन द्रक्ष्याम । इति उक्त्वा पाडव धर्मराज सर्वान् ब्राह्मणान् आमंत्रयत स्वसमीपं आमन्त्रितवान् ।

### तत्पुरुष-समासाः ।

१ पर्वतराजा = पर्वतानां राजा । २ सुरासुरनिषेवितः = सुरासुरैः निषेवितः । ३ देवलोक = देवानां लोक । ४ द्रुम-षण्डाः = द्रुमाणां षण्डाः ।

### द्विगु-समासः ।

१ पञ्चवर्षाणि — पञ्च च तानि वर्षाणि ।

### द्वंद्व-समासौ ।

१ कोकिलषट्पदाः—कोकिलाश्च षट्पदाश्च ।

२ सुरासुराः— सुराश्च असुराश्च ।

### बहुव्रीहि-समासाः ।

१ कृतोद्देशः— कृतः उद्देशः येन । २ अमिततेजा - अमितं तेजः यस्य । ३ अवाप्तास्त्रः- अवाप्तानि अस्त्राणि येन । ४ शतपत्रं- शतानि पत्राणि यस्य । ५ सहस्रपत्रं- सहस्राणि पत्राणि यस्य ।

### कर्मधारय-समासौ ।

१ मत्तकोकिलषट्पदाः— मत्ताः च ते कोकिलषट्पदा ।

२ नीलोत्पलं- नीलं च तत् उत्पलं च ।

વાચકોએ આ સમાસોનો સારી પેઠે અભ્યાસ કરવો. પોતે જાતેજ એ સમાસોનો વિગ્રહ કરવાને પ્રયત્ન કરવો. સમાસ કેવી રીતે બને છે અને કેવી રીતે તેનો વિગ્રહ થાય છે, એ આ વાતનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવામાં આવે અને વાચકો આ સમાસ પ્રકરણનો અભ્યાસ કરશે, તો તેને આગળ જતાં કાંઈ મુશ્કેલી નડશે નહિ.

—:०:—

# પાઠ ૩૧

## ( १ ) एकशेषसमासः ।

કેટલાયે સમાસો એવા છે કે જેનાં શબ્દોમાંથી એકજ શબ્દ શેષ રહે છે. એનું નામ એકશેષ સમાસ છે. દાખલાઓ—

१ हंसौ –( हंसी च हंसश्च )–હંસી અને હંસ પક્ષી.
२ भ्रातरौ - ( भ्राता च स्वसा च )– ભાઈ અને વ્હેન.
३ पुत्रौ– ( पुत्रश्च दुहिता च ) -- પુત્ર અને પુત્રી.
४ पितरौ - ( माता च पिता च ) - માતા અને પિતા.

આ પ્રકારના પ્રયોગો સંસ્કૃતમાં ઘણાં આવે છે. સંસ્કૃત પુસ્તકોનો અભ્યાસ કરતાં કરતાં વાંચકો એની સાથે પરિચિત થઈ શકે છે. આ સમાસો ઘણાંજ સરળ છે. અને એમા કોઈ પણ રીતની મુશ્કેલી નથી.

## ( २ ) अलुक्समासः ।

વાચકો એ ધ્યાનપૂર્વક જોયું હશે કે અત્યાર સુધીમાં જેટલા સમાસો આપવામાં આવ્યા છે. તેમાં સમાસની અંદરની વિભક્તિ પ્રત્યયનો લોપ થયો છે, જેમકે " सूर्यस्य किरण " એનાં " स्य " પ્રત્યયનો લોપ થઈને " सूर्यकिरणः " એવો સમાસ બને છે. એવુંજ દરેક સમાસમાં બને છે, અર્થાત્ સમાસ બનવા માટે વચ્ચેના પ્રત્યયોનો લોપ થવો જરૂરી છે. પરંતુ હવે એવા સમાસો આપવામાં આવ્યા છે, કે જેનાં વચ્ચેનાં પ્રત્યયોનો લોપ થતો નથી– એનાં દાખલાઓ જુઓ—

१ दिविजः-( दिवि जातः )- स्वर्गमां उत्पन्न.
२ युधिष्ठिरः- ( युधि स्थिरः )- युद्धमां स्थिर.
३ शरदिज.- ( शरदि जायते )- शरद् ऋतुमां उत्पन्न.
४ मातरिश्व- ( मातरि श्वियते )- माताना अंदर रहे छे.
५ जनुषान्ध - ( जनुषा अन्ध )- जन्मथी अंध.
६ दूरादागतः- ( दूरात् आगतः )- दूरथी आवेलो.

એની વચ્ચેનાં વિભક્તિ પ્રત્યયો જેમનાં તેમજ રહે છે, છતાં પણ એને સમાસજ કહેવામાં આવે છે. વાચકે એ સમાસની એ વિશેષતાનું ધ્યાન રાખવું. હવે તદ્ધિતવૃત્તિનાં સ્વરૂપના રૂપો આગલા પાઠમાં વિશેષ રીતોથી બતાવ્યા છે.

## સંધિ કરેલાં વાકયો

( १ ) रामस्तां रात्रीं भरद्वाजाश्रमे सुखमवसत् । सुखमवसद्भरद्वाजाश्रमे तां रात्रीं रामः । रामो भरद्वाजाश्रमेऽवसत्तां रात्रीं सुखम् ।

( २ ) प्रातरुत्थाय महर्षिमभिवाद्य तावग्रे जग्मतुः । अग्रे जग्मतुस्तावभिवाद्य महर्षिं प्रातरुत्थाय । उत्थाय प्रातरभिवाद्य महर्षिमग्रे तौ जग्मतु. ।

( ३ ) रामः सीताया. सुखमासन चकार । चकार सुखमासन सीताया राम' ।

—:०—

## પાઠ ૩૨

### तद्धितवृत्तिः ।

એને વાસ્તવિક રીતે तद्धित-प्रत्ययान्त શબ્દજ કહેવા ઠીક છે. અને એ માટે એની ગણના પૂર્વોક્ત મુખ્ય સમાસોમાં કરવામાં આવતી નથી. ગૌણ દૃષ્ટિથી એને સમાસ પણ કહે છે, એનાં દાખલા—

१ गुणवान्- ( गुणः अस्य अस्ति )- ગુણ જેની પાસે છે.
२ धनवान्- ( धनं „ „ )- ધન „ „ „
३ धनी- ( „ „ „ )- „ „ „ „
४ श्रद्धालुः ( श्रद्धा „ „ )- શ્રદ્ધા „ „ „
५ दाशरथि- ( दशरथस्य अपत्यं पुमान् )- દશરથનો પુત્ર.
६ आरुणि- ( अरुणस्य „ „ )- અરુણનો „
७ वैनतेयः- ( विनतायाः „ „ )- વિનતાનો „
८ पटुतरः- ( अतिशयेन पटुः ) ઘણો પ્રવીણ.
९ यशस्वी- ( यशः अस्य अस्ति )- યશ જેનો છે.
१० तुंदिलः- ( प्रशस्तं तुन्दं अस्य अस्ति ) મોટા પેટવાળો.
११ पटुता- ( पटोः भावः पटुता ) - ચતુરાઈ, પ્રવીણતા.
१२ शैत्यं- ( शीतस्य भावः ) - શીતળતા, થંડક.
१३ मार्दवं- ( मृदोः भाव. )- મૃદુતા.
१४ कौशलं- ( कुशलस्य भावः )- કુશળતા.
१५ नैपुण्यं- ( निपुणस्य भावः )- નિપુણતા.

આ પ્રમાણે तद्धितवृत्ति ના સેંકડો શબ્દો સંસ્કૃતમાં વપરાય છે,

માટે એનો અભ્યાસ કરવો ખાસ જરૂરી છે. આ પ્રમાણે " उपपदवृत्ति " નાં પણ ઘણા પ્રયોગો થાય છે.

## उपपद-वृत्तिः ।

એમાં મૂળ શબ્દની સાથે ક્રિયાનુ રૂપ વધારે જોડાયને લાગે છે-જેમકે—

१ धनद.- ( धनं ददाति ) – ધન આપનાર.
२ जलद.- ( जलं „ ) – જળ „
३ जन्मद · ( जन्म „ ) – જન્મ „
४ भूप – ( भुवं पाति ) · ભૂમિનું પાલન કરનાર.
५ भूपालः ( भुवं पालयति ) - „ „ „
६ कुंभकार · ( कुंभं करोति ) -- ઘડા બનાવનાર.
७ शास्त्रकृत्- ( शास्त्रं „ ) -- શાસ્ત્ર „
८ वेदाध्यायी ( वेदं अधीते ) – વેદનું અધ્યયન કરનાર.
९ भूभृत् - ( भुवं बिभर्ति ) · ભૂમિનુ ધારણ કરનાર.

આવાં ઉપપદ-વૃત્તિ નાં રૂપો સંસ્કૃતમાં હજારો વપરાય છે, માટે એનો અભ્યાસ જરૂરી છે. આગળ ઉપર એનાં રૂપોને વારંવાર જોવાથી વાચકો એને ઓળખી શકવાને સમર્થ થશે.

—*—*—

# પાઠ ૩૩

## (૯) कृद्वृत्तिः ।

જે પ્રમાણે અગાઉ " तद्धितवृत्ति " વાળા શબ્દો આપ્યા છે, તે પ્રમાણે " कृद्वृत्ति " વાળા શબ્દો પણ સંસ્કૃતમાં અનંત છે, તેના કેટલાક દાખલાઓ જુઓ—

१ कर्ता - ( करोति इति ) = કરનાર
२ भर्ता ( बिभर्तीति ) = ભરણ પોષણ કરનાર
३ हर्ता - ( हरतीति ) = હરણ કરનાર
४ गच्छत् - ( गच्छतीति ) = જનારો
५ कुर्वन् - ( करोतीति ) = કરનારો
६ पश्यन् ( पश्यतीति ) = જોનારો.
७ भोक्तव्य ( भोक्तुं योग्य ) = ભોગવવાને યોગ્ય
८ कर्तव्य. - ( कर्तुं योग्य ) = કરવાને યોગ્ય.
९ दातव्य ( दातुं योग्य ) = આપવા યોગ્ય.
१० जिगमिषा ( गन्तुं इच्छा ) = જવા ની ઇચ્છા
११ विवक्षा - ( वक्तुं इच्छा ) = બોલવાની ઇચ્છા
१२ पिपासा - ( पातुं इच्छा ) = પીવાની ઇચ્છા
१३ बुभुक्षा - ( भोक्तुं इच्छा ) = ભોગવવાની ઇચ્છા
१४ अलंकारिष्णु - ( अलंकर्तुं इच्छु ) = ઘરેણા પહેરવાની ઇચ્છા કરનાર.

१५ देयम् - ( दातुं योग्य ) = આપવાને યોગ્ય.
१६ लेख्यम् ( लिखितुं योग्यं ) = લખવાને યોગ્ય.

१७ गतवान्- (अगमन् इति) = ગયેલો.
१८ भृत्य- - (भर्तुं योग्य) = ભરણ પોષણ કરવા યોગ્ય.
१९ स्तुत्यः - (स्तोतुं योग्यः) = સ્તુતિ કરવા યોગ્ય.
२० सुकर - (सुखेन कर्तुं योग्य) = સુખથી કરવા યોગ્ય.
२१ दुर्लभ - (दुःखेन लब्धुं योग्य) = દુઃખથી મેળવવા યોગ્ય.
२२ दुर्दान - („ दातुं योग्यं) = „ આપવા „
२३ ग्राही (गृह्णातीति ग्राही) = જે ગ્રહણ કરે છે.
२४ तितीर्षु - (तर्तुं इच्छु) = પાર જવાની ઈચ્છાવાળો.
२५ चिकीर्षु - (कर्तुं इच्छु) = કરવાની ઈચ્છાવાળો.

વાચકે આ પ્રમાણે આ રૂપોનો અર્થ સમજી લેવો.

वैशम्पायन उवाच ।

ततो रजन्यां व्युष्टायां धर्मराजं युधिष्ठिरम्
भ्रातृभिः सहितः सर्वैरवन्दत धनंजयः ॥१॥

(म. भारत वन. अ. ११६)

" तत तत्पश्चात, रजन्यां व्युष्टायां रात्र्यां गतायां, सर्वैः निखिलैः भ्रातृभिः बन्धुभिः सहितः धनंजयः विजयः अर्जुनः युधिष्ठिरं धर्मराजं, अवन्दत वदनं कृतवान् । "

—०—

## पाठ ३४

एतस्मिन्नेव काले तु सर्ववादित्रनिःस्वनः ।
बभूव तुमुलः शब्दस्त्वन्तरिक्षे दिवौकसाम् ॥२॥

" एतस्मिन् एव काले अस्मिन् एव समये, तु अन्तरिक्षे दिवौकसां देवतानां सर्ववादित्रनिःस्वनः सर्वेषां वादित्राणां महान् तुमुलः शब्दः बभूव अभवत् । '

रथनेमिस्वनश्चैव घण्टाशब्दश्च भारत ।
पृथग्व्यालमृगाणां च पक्षिणामिव सर्वशः ॥३॥

" हे भारत ! रथनेमिस्वनः रथस्य नाभिशब्दः च, तथाऽन्न घण्टाशब्दः च, घण्टानां शब्दः च, व्यालमृगाणां व्याघ्रमृगादीनां पक्षिणां इव च शब्दः सर्वशः बभूव । '

### संस्कृत वाचन-पाठः ।

### चित्रकूटे भरतागमनम् ।

ततः श्रुत्वा रामः विहसन् लक्ष्मणं आह, न अहं भरतं तथा मन्ये, यथा त्वं स्वचेतसि कल्पयसि । नूनं स प्रजाजनः अनु - गम्यमानः दर्शनेप्सया एव समायातो भविष्यति । एवं वदतः एव रामस्य भरतः अश्रुपूर्णेक्षणः पादौ जग्राह, न च शशाक वक्तुम् । रामः तु अनुजं सादरं उत्थाप्य आलिलिङ्ग, अपृच्छच्च कुशलं तातस्य । सकलं अपि वृत्तान्तं भरतात् निशम्य रामः सुहूर्तं विललाप । ततः रामः वारंवारं कृताग्रहोऽपि पितुः आज्ञा-

ग्रीवः, सूर्यचन्द्राभ्यां रहितां संध्यां इव महत्तमः, क्षिप्रं वैदेहीं अभिचक्राम । तं उग्रं पापकर्माणं संदृश्य जनस्थानगताः द्रुमाः न प्रकम्पन्ते स्म, न च मारुतः प्रवाति स्म । शीघ्रस्रोता अपि गोदावरी नदी रक्तलोचनं तं दृष्ट्वा भयात् स्तिमितं गन्तुं आरेभे । तृणैः आवृतः कूप इव सहसा वैदेहीं दृष्ट्वा स भव्य-रूपेण अतिष्ठत् । तदा जिहीर्षुणा रावणेन 'राक्षसानां अयं वासः कथं त्वं इह आगता' इति एवं वैदेही पृष्टा ।

---

ડોખીને રાવણ, જાણે કે સૂર્ય–ચન્દ્ર વિનાની સંધ્યાનાં જેમ ગાઢ અંધકારથી યુક્ત એકદમ વૈદેહી પાસે આવ્યો. તે ઉગ્ર પાપકર્મીને જોઇને જનસ્થાનમાં આવેલાં વૃક્ષો પણ હાલતાં બંધ થઇ ગયાં, અને હવા પણ બંધ થઇ ગઇ. ઝડપથી વહેતી ગોદાવરી નદીએ પણ લાલ આંખવાળા તેને જોઇને ભયથી ચૂપ બનીને વહેવા માંડયું. ઘાસથી ઢંકાયેલા કૂવાની માફક તેણે એકદમ, વૈદેહીને જોઇને, પ્રચંડરૂપ ધારણ કર્યું. ત્યારે હરણ કરવાની ઇચ્છાવાળા રાવણે 'અહીં રાક્ષસોનું નિવાસસ્થાન છે, તું અહીં કેવી રીતે આવી પડી?' એ પ્રમાણે વૈદેહીને પૂછયું.

—o:o—

# પાઠ ૩૬

## संस्कृत-वाचन-पाठः ।

तदा आत्मानं परिव्राजकं शसन्तं रावणं जानकी उवाच— 'आगमिष्यति मे भर्ता वन्यं पुष्पफलादिकं पुष्कलं आदाय अधुना एव । त्वं च नाम च गोत्रं च कुलं च आत्मनः आचक्ष्व तत्त्वतः । किमर्थं एकः एव दण्डकारण्ये चरसि ?' एवं ब्रुवत्यां सीतायां राक्षसाधिपः रावणः तीव्रं उत्तरं प्रत्युवाच । 'हे सीते, येन सदेवासुरमानुषाः लोकाः वित्रासिताः स अहं रावणः रक्षोगणेश्वरः अस्मि । समुद्रस्य मध्ये लङ्का नाम मम महापुरी, या

---

## ગુજરાતી વાક્યો

ત્યારે પોતાની જાતને સંન્યાસી ઓળખાવતા રાવણને જાનકી, બોલી—' મારા સ્વામી હમણાંજ ઘણાં વન્ય ફળ ફૂલ આદિ લઇને આવશે તું તારૂં નામ, ગોત્ર અને કુળને બરોબર કહે. એકલોજ દણ્ડકારણ્યમાં કેમ ભ્રમણ કરે છે?' આ પ્રમાણે સીતાના કહેવાથી રાક્ષસોના રાજા રાવણે ચચળ જવાબ આપ્યો— ' હે સીતા ! જેણે દેવ, અસુર તથા મનુષ્યો સહિત લોકોને ભયભીત કરી મૂક્યા છે, તે હું રાક્ષસોના સમૂહનો સ્વામી રાવણ છું સમુદ્રની વચ્ચે લંકા નામની મોટી નગરી છે, સમુદ્ર જેની ચારેબ જૂ છે, અને જે

सागरेण परिक्षिप्ता, गिरिमूर्धनि निविष्टा अस्ति। तत्र सीते, मया सार्धं वनेषु विचरिष्यसि।' एवं रावणेन उक्ता कुपिता जनकात्मजा राक्षसं तं अनादृत्य प्रत्युवाच। 'त्वं जम्बुकः दुर्लभां मां सिंहीं इच्छसि? आदित्यस्य प्रभा इव न अहं त्वया स्प्रष्टुं शक्या। क्षुधितस्य सिंहस्य आशीविषस्य च वदनात् दंष्ट्रां आदातुं इच्छसि? कालकूटं विषं पीत्वा स्वस्तिमान् जीवितुं इच्छसि? शिलां कण्ठे अवसज्य समुद्रं तर्तुं इच्छसि? सूर्यचन्द्रमसौ उभौ पाणिभ्यां हर्तुं इच्छसि?' प्रतापवान् दशग्रीवः सीतायाः वचनं निशम्य सुमहद्वपुः चकार। पुनः च वाक्यकोविदः सः मैथिलीं वाक्यं बभाषे। 'अम्बरे स्थितः अहं मेदिनीं भुजाभ्यां उद्वहेयम्। समुद्रं आपिबेयम्। रणे स्थितः

---

પર્વતના શિખરપર આવેલી છે ત્યા સીતા ! તારે મારી સાથે જ ગલોમા ભ્રમણ કરવુ પડશે ' આ પ્રમાણે રાવણથી કહેવાયેલી ગુસ્સે થયેલી જનકપુત્રીએ તે રાક્ષસનો અનાદર કરીને પ્રત્યુત્તર વાળ્યો. ' તુ શિયાળ ! દુર્લભ એવી મને સિહણને ઇચ્છે છે ? સૂર્યના તેજની માફક હુ તારા વડે સ્પર્શ થવાને શક્ય નથી. ભૂખ્યા સિંહ તથા સર્પના મુખમાથી દાઢ ઉખેડવા ચાહે છે ? સર્પનુ ઝેર પીને કલ્યાણપૂર્વક જીવવા ચાહે છે ? ગળામા શિલા બાધીને સમુદ્ર તરવાને ઇચ્છે છે ? સૂર્ય અને ચન્દ્રમાને બને હાથો વડે હરાવવા ચાહે છે ? પ્રતાપી રાવણે સીતાના વચનો સાભળીને ઘણુ જ વિશાળ શરીર ધારણ કર્યું અને ફરીને વાક્ય બોલવામા પ્રવીણ તે મૈથિલીને વચન કહેવા લાગ્યો ' આકાશમા ઉભા રહીને હુ ભુજાઓ વડે પૃથ્વીને ઉચકી શકુ છુ સમુદ્રને પી શકુ છુ યુદ્ધમા મૃત્યુને

मृत्युं हन्याम्। तीक्ष्णैः शरैः अर्कं तुद्याम्। महीतलं अपि विभिन्द्याम्।' एवं उक्तवतः तस्य क्रुद्धस्य रावणस्य नेत्रे रक्ते बभूवतुः। ततः सद्यः सौम्यं रूपं परित्यज्य सः रावणः कालरूपाभं स्वं तीक्ष्णं रूपं भेजे। क्रोधेन सरक्तनयनः काममोहितः सुदुष्टात्मा राक्षसः सीतां अभिगम्य बुधः खे रोहिणीं इव जग्राह।

---

પણ મારી શકુ છુ તેજ બાણોવડે સૂર્યને પણ વ્યથિત કરી શકુ છુ. પૃથ્વીને પણ છેદી શકુ છુ ' આ પ્રમાણે કહેતા તેની આખો લાલચોળ બની ગઇ પછી તુરતજ શાન્ત રૂપનો ત્યાગ કરીને તે રાવણ પોતાના કાળના રૂપ જેવા વિકરાળ રૂપને પામ્યો ક્રોધથી લાલ આખોવાળો કામથી મોહિત, અત્યન્ત પાપાત્મા તે રાક્ષસે પાસે જઇને, આકાશમા બુધ જે પ્રમાણે રોહિણીને પકડે છે તે પ્રમાણે સીતાને પકડી લીધી

— ∞ —

# પાઠ ૩૭

## वाचन--पाठः ।

रामे दूरं गते वने सा दुःखार्ता रावणेन गृहीता राम रामेति अतिचुक्रोश । ततः सा आतुरा भ्रान्तचित्ता मत्ता इव राक्षसेन्द्रेण विहायसा ह्रियमाणा ' हा लक्ष्मण, महाबाहो, गुरुचित्तप्रसादक ! रक्षसा ह्रियमाणां न जानीषे ?' इत्येवं भृशं चुक्रोश । हे राघव, जीवितं सुखं अर्थं च धर्महेतो परित्यजन् अधर्मेण ह्रियमाणां मां किं न पश्यसि ? हे परन्तप ! ननु त्वं अविनीतानां विनेतासि, तस्मात् एवं विधं पापं रावणं शाधि ।

हन्त इदानीं बान्धवैः सह कैकेयी सकामा संजाता । इत्येवं

## ગુજરાતી વાક્યો

રામનાં વનમાં દૂર ચાલી જવાયાથી રાવણથી પકડાયેલી તે દુઃખી સીતા ' राम ! राम ! ' એ પ્રમાણે ઘણુંજ આક્રંદ કરવા લાગી. ત્યારે તે દુઃખી, ગભરાયેલી જેવી, રાક્ષસોના સ્વામી વડે આકાશ માર્ગે હરણ કરી જવાની, ' હે લક્ષ્મણ, મહાબળવાન, મોટાઓનાં મનને રાજી કરનાર, રાક્ષસવડે હરી જવાતી, મને શું નથી જાણતો ? ' એ પ્રમાણે ઘણું ઘણું રડી. ' हे राम ! જીવન, સુખ અને અર્થ, ધર્મના કારણે છોડનાર, અધર્મથી હરી જવાતી મને શું નથી જોતા ? હે શત્રુઓને દમનાર ! નક્કી તું રાક્ષસોને ( અધર્મી ) નમાવનારો છે, માટે આવા પાપી રાવણને વશ કર.

' હાય ! હવે બાંધવોની સહિત કૈકેયીની ઈચ્છા પૂરી થઇ.' આ

सकरुणं विलपन्तीं सुदुःखितां सीतां दुष्टात्मा स राक्षसेन्द्रः हठात् रथं आरोप्य लङ्कां स्वराजधानीं आकाशमार्गेण प्रययौ ।

પ્રમાણે કરુણામય રૂદન કરતી તે અત્યન્ત દુઃખી સીતાને દુષ્ટ આત્મા રાક્ષસોનો રાજા રાવણ હઠપૂર્વક રથપર ચઢાવીને પોતાની રાજધાની લંકા તરફ આકાશ માર્ગે ચાલી નીકળ્યો.

## शब्दाः ।

पलित– ઘડપણમાં આવતા સફેદ વાળ.
कर्णाभरण– કાનનાં આભૂષણ ( એરીંગ ).
प्रतिध्वनिः– બોલાયેલા શબ્દ અથવા તો અવાજનો તેવોજ અવાજ.
उद्दामदर्प– ઘણુંજ અભિમાન.
विवर– છિદ્ર.
अवधीरयन्तः– તિરસ્કાર કરતાં કરતાં; નિંદા કરતાં, દરકાર ન કરતાં.
राजप्रकृतिः - રાજસ્વભાવ.
अलीक– જૂઠો.
मोहनशक्ति– પ્રેમવશ કરવાની શકિત, મૂર્છિત કરવાની શક્તિ.
नैष्ठुर्य– કઠોરતા.

# પાઠ ૩૭

## संस्कृत-वाक्यानि ।

### शुकनासस्य उपदेशः ।

तात चन्द्रापीड ! त्वया विदितं वेदितव्यं, अधीतानि सर्व-शास्त्राणि, अतः ते न अल्पं अपि उपदेष्टव्यं अस्ति । तथापि निसर्गतः एव भानुना अभेद्यं, रत्नालोकैः अच्छेद्यं, प्रदीपप्रभया अनपनेयं, यौवनप्रभवं अतिगहनं तमः भवति । दारुणः अयं लक्ष्मीमदः विवेकिनं अपि पुरुषं अविवेकी करोति । ऐश्वर्यतिमिरं

---

## ગુજરાતી વાક્યો

### શુકનાશનો ઉપદેશ

પ્રિય ચન્દ્રાપીડ ! તેં જાણવા લાયક જાણી લીધું છે, બધાં શાસ્ત્રો ભણ્યો છે, માટે તારે માટે કંઈપણ ઉપદેશ દેવા યોગ્ય નથી. તો પણ યુવાન અવસ્થામાં ઉત્પન્ન થયેલો અંધકાર સ્વભાવથીજ સૂર્ય વડે અભેદ્ય, રત્નોનાં પ્રકાશવડે અચ્છેદ્ય, દીપપ્રકાશ વડે પણ દૂર ન કરી શકાય એવો ગાઢ હોય છે. આ ધનમદ ભયંકર છે, વિવેકી પુરુષોને પણ વિનયરહિત બનાવી મૂકે છે. ઐશ્વર્યરૂપી અંધકાર

चक्षुष्मन्तं अपि गताक्षत्वं विदधाति। दर्पदाहज्वरस्य उष्मा पटीरप्रभृतिभिः शिशिरैः अपि उपचारैः न उपशाम्यति। विषय-विषस्य सततं आस्वादेन उत्पन्नः विषमः मोहः मणिमन्त्रौ-षधादिभिः विषोत्तारणसाधनैः अपि अगम्यः भवति। नित्यं स्नानशौचसंध्यावन्दनादिभिः रागमलस्य अवलेपः अपनेतुं शक्यते। अजस्रं घोरा राज्यसुखसंनिपातनिद्रा क्षपावसाने अपि अप्रबोधा भवति। गर्भेश्वरत्वं, अभिनवयौवनत्वं, अप्रतिम-रूपत्वं, अमानुषशक्तित्वं च इति इयं महती खलु अनर्थपरंपरा सर्वा।

---

આંખવાળાઓને પણ અંધ બનાવી મૂકે છે. અભિમાનરૂપી દાહક-જ્વર ઉષ્ણતા ચન્દન આદિ ઠંડા ઉપચારોથી પણ શાંત થતો નથી. ભોગ (વિષય વાસના) રૂપી ઝેરનો નિરન્તર સ્વાદ લેતા રહેવાથી ઉત્પન્ન થતો ભયાનક મોહ (મૂર્છા) મણિમન્ત્ર તથા ઓષધિ વિગેરે ઝેરને ઉતારવાના સાધનોથી પણ દૂર કરી શકાતો નથી. રોજ સ્નાન, શુદ્ધિ, સંધ્યાવન્દન વિગેરેથી રાગ (વિષયપ્રેમ) રૂપી ચઢેલો મેલ દૂર કરી શકાય છે. હંમેશાં રાજ્યસુખ રૂપી સંનિપાતથી (રોગ વિશેષ) આવેલી ઘોર નિદ્રા રાત્રિ પૂરી થતાં પણ મટતી નથી. જન્મથીજ ઐશ્વર્યશાળી હોવું, નવી જવાની, અસાધારણ રૂપ, અત્યન્ત શક્તિવાન પણું, એ બધાં ભારે અનર્થની પરંપરા છે.

—:o:—

# પાઠ ૩૮

एषां एकं एकं अपि अविनयानां आयतनं अनर्थाय, किमुत समवायः ! तथा च उक्तं अस्ति—

यौवनं धनसम्पत्तिः प्रभुत्वं अविवेकता ।
एकैकमप्यनर्थाय किं पुनस्तच्चतुष्टयम् ॥

यौवनारम्भे च प्रायः शास्त्रजलप्रक्षालनेन निर्मला अपि कालुष्यं उपयाति मतिः । अनुज्झितधवलता अपि सरागा एव भवति यूनां दृष्टिः । अपहरति च वात्या इव शुष्कं पत्रं आत्मेच्छया प्रकृतिः पुरुषं यौवनसमये । स्वसाम्राज्ये इन्द्रियहरिणानां

ગુજરાતી વાક્યો

અવિનયને માટે એમાંથી એક, એક પણ અનર્થનું ઘર છે. પછી જ્યાં સર્વ (બધાય) હોય, તેનું તો પૂછવુંજ શું ? અને એવું કહ્યું પણ છે—

યુવા અવસ્થા, ધનદોલત, સ્વામિત્વ અને અવિનય એમાંથી એક, એક, પણ નાશનું કારણ છે. પછી જો તેઓ કદાચ ચારેય એકત્ર મળે તો તો વાતજ શી ?

યુવાવસ્થાના પ્રારંભમાં ઘણે ભાગે શાસ્ત્રરૂપી જળથી ધોઇને મળરહિત કરેલી બુદ્ધિ પણ ભ્રષ્ટ થઈ જાય છે. યુવાનોની દૃષ્ટિ ધવલતા (ટાપટીપ) ને ન છોડતા પણ રાગયુક્ત થઇ જાય છે. યુવાવસ્થામાં પ્રકૃતિ પુરુષને પોતાના સામ્રાજ્યમાં ઉડાવી જાય છે. જેમ (જેમકે) પવન સુકાયેલાં પાતરાંઓ ઉડાડી જાય છે. ઇન્દ્રિયરૂપી

हारिणी इयं विषयमृगतृष्णिका सततं दुरन्ता भवति। नवयौवने सलिलानि इव विषयस्वरूपाणि आस्वाद्यमानानि मनसः मधुरतराणि आपतन्ति । दिङ्मोह इव उन्मार्गप्रवर्तकः विषयेषु अत्यासङ्गः पुरुषं नाशयति। भवादृशा एव भवन्ति भाजनानि उपदेशानाम्। अपगतमले हि मनसि स्फटिकमणौ रजनिकरस्य करनिकराणि इव सुखेन विशन्ति उपदेशाः। अमलं अपि गुरुवचन स्वच्छसलिलं इव अभव्यस्य श्रवणस्थितं महत् शूलं उपजनयति। इतरस्य तु मलिनं अन्धकारं प्रदोषसमयनिशाकर इव गुरूपदेशः सकलं अपि दोषजात अपहरति। अयमेव च अनास्वादितविषयरसस्य ते उपदेशकाल । दुष्प्रकृतेः श्रुत शास्त्रं

હરણીઓને હરનારી આ વિષય ( સાંસારિક ભોગ વિલાસ ) રૂપી મૃગતૃષ્ણિકા હમેશાં કઠિનાઇથી અંત થવાવાળી થાય છે, પાણીને જેમ નવયૌવનમાં વિષય સ્વરૂપને ચાખવાથી મનને અતિમધૂર લાગે છે. વિષયો ( ભોગવાસના ) માં અતિશક્તિ દિશાભ્રમની માફક કુમાર્ગે પુરુષને લઇ જઇને નાશ કરી નાખે છે. આપ જેવાજ ઉપદેશોને લાયક થાય છે. મેલરહિત (શુદ્ધ) સ્ફટિક-મણિમાં ચંદ્રમાના કિરણોની માફક વિષય-મળથી રહિત ચિત્તમાં ઉપદેશ સુખથી પ્રવેશે છે. જે પ્રમાણે નિર્મળ જળ પણ કાનમાં પ્રવેશવાથી પીડા કરે છે, તે પ્રમાણે શુદ્ધ ગુરૂવચન પણ અસાધુ પુરુષનાં કાનમાં પ્રવેશવાથી તેને દુઃખકારી નિવડે છે, પરંતુ જેમ રાત્રિ- સમયનાં મેલા અંધકારને ચન્દ્રમા દૂર કરે છે તે પ્રમાણે બીજાના ( સાધુપુરુષનાં ) સર્વ દોષોને ગુરૂનો ઉપદેશ દૂર કરે છે. અને જેણે વિષયભોગોને નથી ચાખ્યા એવા તારે માટે આજ ઉપદેશનો સમય છે દુષ્ટ સ્વભાવ-

१२ लोकयात्रा दारिद्र्य वाचते = લોક વડેવાર ગરીબ માટે ત્રાસદાયક હોય છે

१३ अतिदीप्तोऽपि खद्योतो न पावकः = આગિયો ગમે તેવો પ્રકાશિત બને પણ આગની તોલે આવી શકતો નથી.

१४ बहुजनविरुद्धमेकं नानुवर्तेत = બહુમતનો વિરોધ કરી એકના મતને વળગી ન રહેવુ

१५ ऋणशत्रुव्याधय निःशेषा कर्तव्या = કરજ, શત્રુ તથા વ્યાધિ જરા પણ ન રાખવી.

१६ जिह्वायत्तौ वृद्धिविनाशौ = વડપણ અને વિનાશ જીભને આધિન છે

१७ प्रियवादिनो न शत्रु = પ્રિય બોલનાર શત્રુ હોતા નથી

१८ नास्त्यर्थिनो गौरवम् = ભિખારીને ગૌરવ કયાથી?

१९ एरण्डमवलम्ब्य कुञ्जरं न कोपयेत् = એરંડના વૃક્ષનો સહારો લઈ હાથીને ક્રોધિત કરીશ નહિ

२० अतिप्रवृद्धा शाल्मली वारणस्तम्भो न भवति = કપાસનો છોડ ગમે તેટલો મોટો થાય પણ હાથી બાધવા યોગ્ય હોતો નથી

२१ अङ्गीकृतं सत्कृतिनो न परित्यजन्ति = સજ્જનો હાથમા લીધેલુ કામ અધૂરુ છોડતા નથી

२२ न समुद्रमलं स्पृष्ट्वा नरा विदन्ति मौक्तिकम् = સમુદ્ર તળનો સ્પર્શ કર્યા વિના મોતી મેળવી શકાય નહીં

— ० —

# પાઠ ૩૩

૨૩ शत्रुं छिद्रे परिहरेत् = શત્રુનું મર્મસ્થળ જાણી તરત જ હુમલો કરવો જોઈએ.

૨૪ आज्ञाफलमैश्वर्यम् = બધા આપણી આજ્ઞા માને, એજ આપણા ઐશ્વર્યનું લક્ષણ છે.

૨૫ न मीमांस्याः गुरवः = મોટાના આચરણની આલોચના ન કરવી.

૨૬ अतिदीर्घोऽपि कर्णिकारो न मुसली = ધંતુરાનું વૃક્ષ ચાહે તો ગમે એટલું મોટું થાય પણ તેનું લાકડું મુસળ (સાંબેલા) માટે કામ આવતું નથી.

૨૭ सुजीर्णोऽपि पिचुमन्दो न शङ्कुलायते = લીમડાનું વૃક્ષ ગમે એટલું જૂનું થાય પણ ચપ્પુથી કાપી શકાતુ નથી.

૨૮ यथा बीजं तथा निष्पत्ति । यथा कृतं तथा लब्धं = વાવે તેવુ' લણે અને કરે તેવું પામે.

૨૯ यथा श्रुतं तथा बुद्धिः = જેવી વિદ્યા તેવી બુદ્ધિ.

૩૦ संस्कृत. पिचुमन्दो न सहकारो भवति = લીમડાના વૃક્ષ ઉપર ગમે તેટલાં સંસ્કાર કરવામાં આવે છતાં આંબાનું વૃક્ષ થતું નથી.

૩૧ न चागतं सुखं त्यजेत् = મળેલા સુખનો ત્યાગ કરવો નહીં.

૩૨ अभद्रं भद्रं वा विधिलिखितमुन्मूलयति कः ? = વિધિના ખરાબ યા ભલા લેખ દૂર કરવાને કોણ સમર્થ છે ?

૩૩ अल्पेन सिद्धे महति कश्चिन्नैव प्रवर्तते = અલ્પથી સિદ્ધિ મળે તો મહાન પ્રયત્ન કોણ કરે ?

३४ अवयवशक्तेः समुदायशक्तिर्बलीयसी = વિભક્ત શક્તિથી સંગઠિત શક્તિ વધિ જાય છે.

३५ अशक्तोऽहं गृहारम्भे शक्तोऽहं गृहभञ्जने = રચનાત્મક કાર્યનો આરંભ કરવો કઠિન છે, પણ ધ્વંસાત્મક કાર્ય કરવું સરળ છે.

३६ अस्य पापोदरस्यार्थे किमनाटि न नाटकम् = આ પાપી પેટને માટે શું નથી કરવું પડતું ?

३७ अर्थो हि लोके पुरुषस्य बन्धु = સંસારમાં ધન બીજો ભાઈ છે.

३८ गतानुगतिको लोकः = મનુષ્ય એક બીજાનું અનુકરણ કરે છે.

३९ अम्बुनो बिन्दुरल्पोऽपि शुक्तौ मुक्ताफलं भवेत् = પાણીનું એક ટિપુ જો છીપમાં પડે તો તે મોતી બની જાય છે.

४० देही देहं त्यक्त्वा ऐन्द्रपदं न वाञ्छति = પ્રાણ શરીરને ત્યાગ કરી ઇન્દ્રપદ નહીં ઇચ્છીશ.

४१ अपस्थान नु गच्छन्तं सोदरोऽपि विमुञ्चति = ખરાબ સંગ કરવાથી સગા ભાઇને પણ છોડી દેવાય છે.

४२ अजा सिंहप्रसादेन वने चरति निर्भयम् = બકરી સિંહની કૃપાથી જંગલમા નિર્ભયથી ( ચરે ) ઘૂમે છે.



ભાગ ૭ ॐ



# સંસ્કૃત-સ્વયં-શિક્ષક

( સંસ્કૃત-ભાષાનો અભ્યાસ કરવાનો સહેલો ઉપાય )

ભાગ સાતમો

લેખક

પં. શ્રીપાદ દામોદર સાતવળેકર

સંવત્ ૨૦૦૯, શક ૧૮૭૪, ઈ. સ. ૧૯૫૨

સ્વાધ્યાય-મંડળ, પારડી ( જિ. સૂરત )

# ક્રિયાપદ-વિચાર

કોઇ પણ ભાષાનું વાક્ય પૂર્ણ બનાવવા માટે ક્રિયાપદનું જ્ઞાન અવશ્ય હોવું જોઇએ અત્યાર સુધીમાં સંસ્કૃત-ભાષામાં પ્રવેશ કરવાને માટે કારક વિગેરે અનેક પ્રકારનું જ્ઞાન પાઠકોને થઇ ગયું છે. હવે આ પુસ્તકની આગળના છ ભાગોમાં ક્રિયાપદ-વિચાર પાઠકોને સમજાવવાનો છે. આ ભાગમાં પ્રથમગણના ધાતુઓના રૂપ બનાવવાની રીતિ બતાવવાની છે. પ્રથમ ગણના આવશ્યક બધા ધાતુ આ પુસ્તકમાં આપ્યા છે, અને તેમાંથી ક્રિયાપદ, નામ, તથા વિશેષણ બનાવવાની સુગમ રીતિ પણ બતાવી છે. એટલા માટે આશા છે કે આ પુસ્તકથી પ્રથમ ગણના ધાતુઓના રૂપ બનાવવાનું પાઠક શીખી જશે.

જો પાઠક ધાતુ-વિચારના આ છ પુસ્તકોનું અધ્યયન ધ્યાન પૂર્વક કરશે તો તેમને ક્રિયાપદોનું આવશ્યક જ્ઞાન થઇ જશે. અને જેમને ધાતુઓના રૂપોનું જ્ઞાન થયું તેમને સંસ્કૃત-ભાષાનું જ્ઞાન થઇ ગયું એમ સમજી લેવું. કારણ કે સંસ્કૃત-ભાષા યૌગિક અર્થાત્ ધાતુઓથી બનેલી ભાષા છે એટલા માટે જેઓ ધાતુઓનું સારી રીતે અધ્યયન કરે છે તે સંસ્કૃતમાં પ્રભુત્વ પ્રાપ્ત કરે છે. એટલા માટે પાઠક આ ધાતુ-વિચારનું સારું અધ્યયન કરવાનો પ્રયત્ન કરશે એવી આશા રાખું છું.

સ્વાધ્યાય-મંડળ
'આનંદાશ્રમ'
પારડી (જિ. સુરત)

લેખક
શ્રીપાદ દામોદર સાતવળેકર

મુદ્રક અને પ્રકાશક— વસંત શ્રીપાદ સાતવળેકર
સ્વાધ્યાય-મંડળ, ભારત મુદ્રણાલય,
આનંદાશ્રમ ' પારડી (જિ. સુરત)

ॐ

# સંસ્કૃત–સ્વયં–શિક્ષક

### ભાગ સાતમો



## પાઠ ૧

### પ્રથમ ગણના ધાતુ

સંસ્કૃત-ભાષામાં હજારો મૂળ ધાતુ છે, એ ધાતુઓમાંથી અસંખ્ય ક્રિયાપદ અને ધાતુ સાધિત પદ તથા નામ બન્યાં છે. આ ધાતુ–વિચાર અત્યંત મનોરંજક છે અને એનો નિરુક્ત શાસ્ત્ર સાથે ઘણો સંબંધ છે. જો આ ધાતુ વિચારનું અધ્યયન સારી રીતે થાય તો પાઠકોને કેવળ સંસ્કૃત-ભાષાનુંજ જ્ઞાન થતું નથી પરંતુ સંસ્કૃત-ભાષામાંથી જે શબ્દો બીજી ભાષાઓમા ચાલી ગયા છે તેમનું પણ જ્ઞાન થાય છે.

ઋષિમુનિઓએ આ ધાતુ પાઠનો સંગ્રહ કર્યો; એ માનવ-જાતિ ઉપર ઋષિઓનો મોટો ઉપકાર છે. નહિં તો સંસ્કૃત-ભાષાના વિસ્તારનું માપ કોઇથી પણ નીકળી શકત નહિં.

સંસ્કૃતના હજારો ધાતુઓના રૂપ જુદા જુદા પ્રકારે બને છે.

*

દરેક પ્રકારના ધાતુઓના એક એક ગણુ બનાવ્યા છે. આ પ્રમાણે બનેલા ધાતુઓના ગણુ દશ છે. એ દશ ગણોનો પરિચય આગળ જતાં પાઠકોને સારી રીતે થઈ જશે. આ પુસ્તકમાં પ્રથમ ગણુના ધાતુઓનો પરિચય પાઠકોને કરાવવાનો છે. કારણુ કે આ ગણુના ધાતુ ઘણા છે અને એના રૂપ બનાવવા સહેલાં છે.

## રૂપોના મુખ્ય ભેદ.

ધાતુઓના રૂપોના મુખ્ય બે ભેદ છે. (૧) પરસ્મૈપદ અને (૨) આત્મનેપદ. દરેક ગણુના ધાતુઓમાં કેટલાક ધાતુ કેવળ પરસ્મૈપદી છે અને કેટલાક ધાતુ કેવળ આત્મનેપદી છે. એના કરતા બીજો પણુ એક ધાતુઓનો વર્ગ છે કે જેને 'ઉભયપદી' કહેવામાં આવે છે એના રૂપ પૂર્વોકત બન્ને પદોની માફક થાય છે. અર્થાત્ પરસ્મૈપદ અને આત્મનેપદ પ્રમાણે.

આ પુસ્તકમાં પ્રથમ 'પરસ્મૈપદ' ના પ્રથમ ગણુના ધાતુ આપવામાં આવશે પછી 'આત્મનેપદ' ના અને ત્યારપછી 'ઉભયપદ' ના ધાતુ આપવામાં આવશે. આ રીતે પાઠક સહેલાઈથી ધાતુ–વિચારમા પ્રવેશ કરી શકશે.

## કાલ-વિચાર.

ક્રિયાપદોના વિચારમાં કાલ–વિચાર પણુ હોવો જરૂરી છે. ક્રિયાપદોના કેટલાક રૂપ 'ભૂતકાલ' નો બોધ આપે છે કેટલાક 'વર્તમાન' કાલનો અને કેટલાક 'ભવિષ્ય' કાલનો ભાવ બનાવે છે જેમ કે—

| | | |
|---|---|---|
| ૧ ભૂતકાલ | — अभवत् | = થયો. |
| ૨ વર્તમાનકાલ | — भवति | = થાય છે. |
| ૩ ભવિષ્યકાલ | — भविष्यति | = થશે. |

કાલના રૂપ સિવાય બીજાં આજ્ઞા, સંદેહ, સંકેત વિગેરે અર્થ બતાવવા વાળાં રૂપ પણ જુદાં જુદાં થાય છે. ભાષામાં પણ આ પ્રમાણે રૂપોના ભેદ છે. તે કરે છે, તેણે કર્યું, તે કરશે, તે કરે, તેણે કરવું જોઇએ વિગેરે જુદાં જુદાં રૂપ દરેક ભાષામા થાય છે. તે પ્રમાણે સંસ્કૃતમાં પણ રૂપ બને છે. એ રૂપોના દશ વર્ગ બનાવ્યા છે, એના નામ 'દશ લકાર' છે. ભગવાન પાણિનિ મુનિએ આ પ્રમાણે એના નામ આપ્યાં છે. ૧ लट्, ૨ लिट्, ૩ लुट्, ૪ लृट्, ૫ लेट् ૬ लोट्, ૭ लङ्, ૮ लिङ्, ૯ लुङ्, ૧૦ लृङ्, ! એમાં પાંચમાં 'लेट्' ના રૂપ વેદોમાંજ પ્રયુકત થાય છે, ભાષામાં નહિ.

આ દશ લકારોના રૂપોનો ઉપયોગ નીચે પ્રમાણે થાય છે.—

૧ लट् = ( વર્તમાન-કાલ ) = વર્તમાન કાલની ક્રિયા આ રૂપથી બતાવાય છે. જેમ કે— 'भवति' = થાય છે.

૨ लिट् = ( ભૂત-કાલ ) अनद्यतन-परोक्ष-भूतकाल = અર્થાત્ જે ક્રિયા આજ નથી થઇ અને જે બોલનારાની સામે પણ નથી થઇ જેમકે— 'बभूव' = થયો હતો.

૩ लुट् = ( ભવિષ્ય-કાલ ) = अनद्यतन - भविष्य-काल = અર્થાત્ જે ભવિષ્ય ક્રિયા આજના સમયની બોધક નથી. જેમકે— 'भविता' = થશે.

૪ लृट् = ( ભવિષ્ય-કાલ ) = એનાથી સામાન્ય ભવિષ્ય ક્રિયાનો બોધ થાય છે. જેમકે— 'भविष्यति' = થશે.

૫ लेट् = ( એનો પ્રયોગ વેદમાંજ 'लिङ्' લકારના અર્થમાં થાય છે. ભાષામાં એનો ઉપયોગ થતો નથી. )

६ लोट् = ( विधि, निमंत્રણ, પ્રશ્ન, પ્રાર્થના, સત્કાર, આશીર્વાદ વિગેરે અર્થમાં એનો ઉપયોગ થાય છે. જેમકે, 'भवतु' = થાવ.

૭ लङ् = ( ભૂત-કાલ ) = अनद्यतन-भूतकाल = અર્થાત્ જે આજના ભૂતકાલનો વાચક નથી. જેમકે— 'अभवत्' = થયો.

૮ लिङ् = ( વિધિ, નિમંત્રણ, આમંત્રણ, પ્રશ્ન, સત્કાર. પ્રાર્થના વિગેરે અર્થોમાં એનો પ્રયોગ થાય છે. જેમકે— 'भवेत्' થવું જોઈએ. ( આશીર્વાદ અર્થમાં પણ એનો ઉપયોગ થાય છે ) જેમકે— 'भूयात्' થાવ.

૯. लुङ् = ( ભૂતકાલમાં એનો પ્રયોગ થાય છે ) જેમકે- 'अभूत्' થયો.

૧૦ लृङ् = ( હેતુ હેતુમદ્ભાવ એ અર્થમાં એનો ઉપયોગ થાય છે ) જેમકે— 'अभविष्यत्' = જો થશે.

એ લકારોના રૂપોની સમજ પાઠકોને આગળ જતાં આપવામાં આવશે. આ હમણાં કેવલ 'लट्' ( વર્તમાનકાલ ) અને 'लृट्' ( ભવિષ્યકાલ ) એ બે લકારોના રૂપ બતાવવામાં આવે છે—

लट् ( વર્તમાન કાલ ) પરસ્મૈપદ

भू ( થવું )

| | (एकवचन) | (द्विवचन) | (बहुवचन) |
|---|---|---|---|
| प्रथम पुरुष | — भवति | भवतः | भवन्ति |
| मध्यम पुरुष | — भवसि | भवथः | भवथ |
| उत्तम पुरुष | — भवामि | भवावः | भवामः |

# પાઠ ૨

## कृष् ( હળ ચલાવવું, ખેતી કરવી )

### प्रथमगण परस्मैपद ના રૂપ

### વર્તમાન-કાલ ( लट् )

| | ए० व० | द्वि० व० | व० व० |
|---|---|---|---|
| १ प्र० पु० | कर्षति | कर्षतः | कर्षन्ति |
| २ म० पु० | कर्षसि | कर्षथः | कर्षथ |
| ३ उ० पु० | कर्षामि | कर्षावः | कर्षामः |

### ભવિષ્ય-કાલ ( लट् )

| | | | |
|---|---|---|---|
| १ प्र० पु० | कर्क्ष्यति | कर्क्ष्यतः | कर्क्ष्यन्ति |
| २ म० पु० | कर्क्ष्यसि | कर्क्ष्यथः | कर्क्ष्यथ |
| ३ उ० पु० | कर्क्ष्यामि | कर्क्ष्यावः | कर्क्ष्यामः |

### संस्कृत-वाक्यानि ।

१ कृषकः हलेन भूमिं कर्षति । २ कृषीवलौ भूमिं कर्षतः । ३ कृषीवलाः भूमिं कर्षन्ति । ४ त्वं स्वभूमिं कदा कर्क्ष्यसि ? ५ यदा त्वं भूमिं कर्क्ष्यसि तदा अहं न कर्क्ष्यामि । ६ श्वः वयं सर्वे भूमिं कृक्ष्यामः ।

### ગુજરાતી વાક્યો

( ૧ ) ખેડૂત હળથી ભૂમિ ખેડે છે. ( ૨ ) બે ખેડૂત ભૂમિ ખેડે છે. ( ૩ ) ખેડૂતો જમીન ખેડે છે ( ૪ ) તું પોતાની જમીન કયારે ખેડશે ? ( ૫ ) જ્યારે તું જમીન ખેડશે, ત્યારે હું ખેડીશ નહિં. ( ૬ ) આવતી કાલે અમે બધા જમીન ખેડીશું.

प्रथम पुरुष ' सः ' ( તે ) અર્થમાં, मध्यम पुरुष ' त्वम् ' ( તું ) અર્થમાં અને उत्तम पुरुष ' अहम् ' ( હું ) અર્થમાં થાય છે. ' भू ' ધાતુના એ રૂપ વર્તમાનકાલમાં થાય છે. હવે એજ ધાતુના ભવિષ્યકાલના રૂપ જુઓ—

## लृट ( ભવિષ્ય કાલ ) परस्मैपद

| | ( एकव० ) | ( द्विव० ) | ( बहुव० ) |
|---|---|---|---|
| प्र० पुरुष | भविष्यति | भविष्यतः | भविष्यन्ति |
| म० पुरुष | भविष्यसि | भविष्यथः | भविष्यथ |
| उ० पुरुष | भविष्यामि | भविष्यावः | भविष्यामः |

પાઠક જોશે તો તેમને માલમ પડશે કે ભવિષ્યકાલના રૂપોમાં ' स्य ' અથવા ' इष्य ' વચમાં વધારે લાગે છે, શેષ રૂપ વર્તમાનકાલના સરખાંજ થાય છે જેમકે—

| | | | |
|---|---|---|---|
| वर्तमान | भव—ति | भव—तः | भव—न्ति |
| भविष्य | भविष्यति | भविष्यतः | भविष्यन्ति |

આ પ્રમાણે બીજાં રૂપ પણ પાઠક જુએ અને વિશેષતા ઠીક રીતે ધ્યાનમાં રાખે. હવે પ્રથમ ગણ પરસ્મૈપદના કેટલાક ધાતુ આપવામાં આવે છે

## प्रथमगण परस्मैपदी धातु ।

अग् = ( કુટિલ ગમન કરવું ) = अगति, अगिष्यति
अज् = ( જવું, ચાલવું ) = अजति, अजिष्यति
अंच = ( જવું, પૂજવું ) = अञ्चति, अञ्चिष्यति
अट् = ( ભટકવું ) = अटति, अटिष्यति

## प्रथमगण परस्मैपद ना धातु

હવે થોડા ધાતુઓ મોઢે કરો—

कठ् = ( દુઃખમાં રહેવું ) = कठति, कठिष्यति
कण् = ( દુઃખથી રડવું ) = कणति, कणिष्यति
कर्द् = ( ખરાબ શબ્દ કરવો ) = कर्दति, कर्दिष्यति
कस् = ( જવું ) = कसति, कसिष्यति
कांक्ष् = ( ઇચ્છા કરવી ) = कांक्षति, कांक्षिष्यति
किन् = ( શંકા કરવી, રોગ દૂર કરવો ) = चिकित्सति, चिकित्सिष्यति
कुच् = ( સંકોચ થવો ) = कुचति, कुचिष्यति
कुंच् = (વાંકા થવું,ન્હાના બનવું) = कुंचति, कुंचिष्यति
कुंठ् = ( લંગડા થવું ) = कुंठति, कुंठिष्यति
कुंथ् = ( દુઃખ સહન કરવું ) = कुंथति, कुंथिष्यति
कूज् = ( અસ્પષ્ટ શબ્દ કરવો ) = कूजति, कूजिष्यति
कूल् = ( ઢાંકવું ) = कूलति, कूलिष्यति
कृप् = ( ખેડવું ) = कर्षति, कर्क्ष्यति
क्रंद् = ( રડવું, પોકારવું ) = क्रन्दति, क्रन्दिष्यति
क्रम् = ( ચાલવું ) = क्रामति, क्रमिष्यति
क्रीड् = ( રમવું ) = क्रीडति, क्रीडिष्यति
क्रुश् = ( રડવું, પોકારવું ) = क्रोशति क्रोक्ष्यति
क्लिंद् = ( રડવું ) = क्लिन्दति, क्लिन्दिष्यति
क्वथ् = ( ઉકાળવું ) = क्वथति, क्वथिष्यति
क्षर् = ( ઝરવું ) = क्षरति, क्षरिष्यति
क्षि = ( નાશ પામવું ) = क्षयति, क्षेष्यति

## संस्कृत–वाक्यानि ।

१ सः पुरुषः तत्र किमर्थं कणति ? २ वैद्यः तस्य रोगं चिकित्सति अतः स तत्र कणति । ३ तत्र वैद्यौ कं रोगं चिकित्सतः ? ४ तत्र तस्य ज्वरं वैद्यौ चिकित्सतः । मम पुत्रः ज्वरेण पीडितः । अतः वैद्यौ तं इदानीं चिकित्सतः । ५ यथा सः तत्र कूजति तथा एव त्वं अत्र कूजसि । ६ यथा सः बालकः क्रंदति तथैव त्वं अपि क्रंदसि । ७ त्वं किं तेन सह इदानीं न क्रीडसि ? ८ सर्वे बालकाः तत्र इदानीं क्रीडन्ति । ९ यूयं सर्वे छात्राः कदा क्रीडिष्यथ ? १० तव धर्मपत्नी इदानीं किमर्थं क्वथति ?

## ગુજરાતી વાક્યો

(૧) તે પુરુષ ત્યાં શામાટે દુઃખી અવાજ કરે છે ? (૨) વૈદ તેના રોગની પરીક્ષા કરે છે માટે તે રડે છે. (૩) ત્યાં બે વૈદ કયા રોગની પરીક્ષા કરે છે ? ત્યાં બે વૈદ તેના તાવની ચિકિત્સા કરે છે. (૪) મારો પુત્ર તાવથી પીડાય છે માટે બે વૈદ હમણાં તેની પરીક્ષા કરે છે. (૫) જેમ તે ત્યાં અસ્પષ્ટ અવાજ કરે છે તેમજ તે અહિં અસ્પષ્ટ અવાજ કરે છે. (૬) જેમ તે બાળક રડે છે તેમજ તું પણ રડે છે. (૭) તું શામાટે હમણાં તેની સાથે રમતો નથી. ? (૮) બધા બાળકો હમણાં ત્યાં રમે છે. (૯) તમે વિદ્યાર્થિઓ ક્યારે રમશો ? (૧૦) તારી ધર્મપત્ની હમણાં શામાટે (પાણી) ઉકાળે છે ?

આ પ્રમાણે પાઠક વાક્ય બનાવી શકે છે. હવે ઉપસર્ગોનો થોડોક પરિચય કરીએ–

## ઉપસર્ગ ।

ધાતુ અર્થાત્ ક્રિયાની પહેલાં લાગીને ક્રિયાઓના અર્થ બદલાવનારા ઉપસર્ગ હોય છે. प्र, परा, अप, सम्, अनु, अव, निस्, निर्, दुस्, दुर्, वि, आ, नि, अधि, अपि, अति, सु, उत्, अभि, प्रति, परि, उप, એ પ્રમાણે બાવીસ ઉપસર્ગ છે. એમનો અર્થ આ પ્રમાણે થાય છે—

( ૧ ) प्र = અધિકતા, ઉત્કર્ષ. ( ૨ ) परा = ઉલટું. ( ૩ ) अप = દૂરપણું, વિયોગ ( ૪ ) सम् = એક થવું, ( ૫ ) अनु = અનુકૂળ, અનુસરવું. ( ૬ ) अव = નીચે કરવું. ( ૭ ) निस् = હીનતા ( ૮ ) निर् = હીનતા. ( ૯ ) दुस् = દુષ્ટતા ( ૧૦ ) दुर् = દુર્ગતિ ( ૧૧ ) वि = વિશેષ, વિરોધ, ભિન્નતા. ( ૧૨ ) आ = આ બાજુ. ( ૧૩ ) नि = નીચે કરવું, ( ૧૪ ) अधि = ઉપર. ( ૧૫ ) अपि = આગળ. ( ૧૬ ) अति = વધારે. ( ૧૭ ) सु = ઉત્તમ ( ૧૮ ) उत् = ઉંચે, ઉપર ( ૧૯ ) अभि = સંમુખ. ( ૨૦ ) प्रति = ઉલટું થવું. ( ૨૧ ) परि = સર્વત્ર. ( ૨૨ ) उप = પાસે, વધારે.

ઉપસર્ગોના આટલા અર્થથી પણ બીજા વધારે અર્થ થાય છે, પરંતુ એટલા અર્થ ધ્યાનમાં રાખવાથી પાઠકોનું કાર્ય ચાલી શકે છે. હવે એ ઉપસર્ગ લાગવાથી ધાતુઓના અર્થ કેવી રીતે બદલાય છે તે જુઓ—

भू = થવું ( भृति થયલું ) એના રૂપ જુઓ–
प्रभू = વધવું ( प्रभाव-જન્મ, શક્તિ. प्रभाव-પ્રભાવ, શક્તિ
प्रभू = માલિક )

पराभू = પરાભવ કરવો ( पराभव = અપજય )
अपभू = દૂર રહેવુ ( अपभूति-પરાજય, નાશ )
सम्भू = એક થવુ, જન્મ લેવો ( सम्भव-ઉત્પત્તિ ) ( सम्भूति-( એકતા, ઉત્પત્તિ )
अनुभू = અનુભવ કરવો ( अनुभव-અનુભવ )
विभू = વૈભવ યુકત થવુ ( विभव-ધન, ઐશ્વર્ય )
आभू = ઉપસ્થિત થવું ( आभूति-શકિત, વ્યાપકતા )
अतिभू = બધાથી વધારે વધવુ ( अतिभवनम्-બધાથી મોટા થવુ )
उद्भू = ઉત્પન્ન થવુ ( उद्भव-ઉત્પત્તિ )
अभिभू = પરાભવ કરવો ( अभिभव-પરાભવ )
परिभू = પરાભવ કરવો ( परिभव-પરાભવ, અપમાન )

ધાતુ કરીને भू ધાતુની આગળ એ સિવાય બીજા ઉપસર્ગ આવતા નથી એના રૂપ બીજા ધાતુઓની સાથે પાઠક જોઇ શકે છે આટલા ઉદાહરણોથીજ પાઠક અનુભવ કરી શકે છે કે એકજ ધાતુની સાથે જુદા જુદા ઉપસર્ગ લાગવાથી કેવી રીતે જુદા જુદા અર્થ થાય છે હવે એમનો ઉપયોગ જુઓ—

( १ ) स पुरुष विचिकित्सति-તે પુરુષ વિશેષ શકા કરે છે ( किन्-चिकित्सति । वि किन्-विचिकित्सति )
( २ ) ते सर्वे तत्र सक्रीडन्ति-તે બધા ત્યા સારૂ રમે છે
( ३ ) वालका तत्र सक्रन्दन्ति-બાળકો ત્યા રડે છે
( ४ ) त्व किमर्थम् एवम् आक्रोशसि-તુ શામાટે આમ ખૂબ રડે છે ?

( ૫ ) नारदः नारायणम् अभ्यर्चति–નારદ નારાયણની પૂજા કરે છે.

આ પ્રમાણે ધાતુની આગળ ઉપસર્ગ મૂકીને રૂપ બનાવાય છે, અને તે જુદી જુદી જાતના અર્થ બતાવે છે. આ પ્રમાણે એક નાના ધાતુના અસંખ્ય શબ્દ સંસ્કૃત ભાષામાં બને છે. જો પાઠક એનો વિચાર કરશે તો આ પ્રક્રિયા ઘણી જલ્દી એને સમજાઈ જશે. કારણકે ઉપસર્ગવાળા શબ્દ ભાષામાં પણ વપરાય છે, એટલે એના અર્થોની કલ્પના થઈ શકે છે.

–o=o–

## પાઠ ૩

### भूतकाल ( लङ् )

જે ભૂતકાળ આજનો સમય નથી બતાવતો તે ( अनद्यतन ) ભૂતને માટે ' लङ् ' નામના ભૂતકાલના રૂપનો પ્રયોગ થાય છે ' भू ' ધાતુના તે ભૂતકાળના રૂપ આ પ્રમાણે થાય છે–

अनद्यतन भूते लङ्।

| | | | |
|---|---|---|---|
| प्र० पु० | अभवत् | अभवताम् | अभवन् |
| म० पु० | अभवः | अभवतम् | अभवत |
| उ० पु० | अभवम् | अभवाव | अभवाम |

( १ ) तत्र ह्य किम् अभवत् ? = ત્યા કાલે શું થયુ ?

( ૨ ) तत्र ह्यः किमपि न अभवत् = ત્યાં કાલે કંઈપણ થયું નથી.

( ૩ ) ते सर्वे वीराः शत्रून् पराभवन् = તે બધા વીરોએ શત્રુઓને પરાજય આપ્યો.

( ૪ ) यदा सः उदभवत् तदा त्वं कुत्र अभवः = જ્યારે તેની ઉત્પત્તિ થઇ ત્યારે તું ક્યાં હતો ?

અહિં પાઠક યાદ રાખે કે ભૂતકાળના રૂપની આગળજ પૂર્વોક્ત ઉપસર્ગ લાગે છે જેમકે—

परा = अभवत् = पराभवत् ( પરાજય કર્યો )
वि = अभवत् = व्यभवत् ( વૈભવ યુક્ત થયો. )
सम् = अभवत् = समभवत् ( ઉત્પન્ન થયો )

ભાષામાં ધાતુની સાથે ઉપસર્ગની સંધિ અવશ્ય થાય છે. વેદમાં ઘણું કરીને ઉપસર્ગ જુદા લખાય છે. હવે થોડા ધાતુઓનું અધ્યયન કરો. અહિં ત્રીજું રૂપ આજ ભૂતકાળનું આપ્યું છે—

## प्रथमगण परस्मैपदी धातु ।

खाद् ( ખાવું ) खादति, खादिष्यति, अखादत्.
गद् ( બોલવું ) गदति, गदिष्यति, अगदत्
गम् ( જવું ) गच्छति, गमिष्यति, अगच्छत्
गर्ज् ( ગર્જના કરવી ) गर्जति, गर्जिष्यति, अगर्जत्
गर्व् ( ગર્વ કરવો ) गर्वति, गर्विष्यति, अगर्वत्
गल् ( ખાવું, ગળવું ) गलति, गलिष्यति, अगलत्
गुप् ( રક્ષણ કરવું ) गोपायति, गोपायिष्यति, अगोपायत्

